# મારી મા

: મૂળ લેખિકા :

શ્રી કેથરિન ફોર્બ્સ

: અનુવાદક :

શ્રી ઇંદ્ર વસાવડા

એમ. એ. બી. ટી.

: આવકાર :

શ્રી દિનકરરાવ દેસાઈ




ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલા, સુરત

# આવકાર

શ્રી વસાવડાએ ગુજરાતીમાં ઉતારેલી આ નવલકથા "મારી મા"ની પ્રસ્તાવના લખતાં મને આનંદ થાય છે. આ પુસ્તક અમેરિકન લેખિકા કેથરિન ફોર્બ્સના મૂળ પુસ્તક "મમ્માઝ બેંક એકાઉંટ" ઉપરથી ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું છે.

માના ઘરમાં પણ બાલમાનસ સમજીને બાળકોનું ઘડતર કેવી સુંદર રીતે કરી શકે છે, તે આ પુસ્તક બહુ જ સુંદર રીતે પ્રદર્શિત કરે છે. જીવનમાં બનતા નાના નાના પ્રસંગો પણ બાલમાનસને કેટલા સ્પર્શતા હોય છે, અને એ પ્રસંગોનો બાલમાનસ સમજનારી માતા ચારિત્રઘડતર માટે કેટલો બધો ઉપયોગ કરી શકે છે, તે આ પુસ્તક વાંચતા સહેજે સમજી શકાય છે. પુસ્તકનો દરેકેદરેક પ્રસંગ માતાના જીવન સાથે સંકળાયેલો છે, અને કેટલાક પ્રસંગો તો એટલા સુંદર છે કે પુસ્તકને એક વખત હાથમાં લીધાં પછી મૂકવાનું મન ન થાય.

આજે આપણા દેશમાં કેળવણીના ક્ષેત્રમાં નવાનવા પ્રયોગો થઈ રહ્યા છે. કેળવણીના ક્ષેત્રમાં દેશે ઠીકઠીક પ્રગતિ પણ કરી છે. પણ ગૃહશિક્ષણમાં એટલે કે શાળા બહાર ઘરમાં પણ બાળકોને ચારિત્ર્ય અને સંયમની કેળવણી આપવાની છે. એ તરફ આપણા માબાપોનું ધ્યાન હજી જોઈએ તેટલું ગયું નથી. એટલે એ દૃષ્ટિએ પણ આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે તેમ હું માનું છું.

અશિસ્તના આ જમાનામાં બાળકો પોતે પણ આ પુસ્તકથી ઘણું જાણી શકશે, શીખી શકશે. ૧૦ થી ૧૬ વર્ષના કિશોરો માટે પણ આ પુસ્તક ઘણું ઉપયોગી નીવડશે તેવી હું આશા રાખું છું.

શ્રી વસાવડાનો આ પ્રયાસ આવકારદાયક છે.

ડનવેગન
મલબારહીલ, મુંબાઇ
૧૫મી ઑગસ્ટ, ૧૯૫૬

દિનકરરાવ દેસાઇ

# પ્રાસ્તાવિક

શ્રી કેથરિન ફોર્બ્સનું આ પુસ્તક ભાઈ શ્રી નટવરભાઈએ મને વાંચવા આપ્યું અને સૂચન કર્યું કે સારું લાગે તો તેને ગુજરાતીમાં ઉતારવું. ત્યારે મને થયું આપણે ત્યાં અનુવાદની પરંપરા ચાલે છે તો અનુવાદનું એક વધુ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં ઉમેરવા જેવું ખરું?

આ પૂર્વગ્રહથી હું આ પુસ્તક વાંચવા લાગ્યો. પણ આગળ વાંચવા લાગ્યો તેમ તેમ આ પુસ્તકે મારા મન પર ગાઢી અસર કરવા માંડી; અને તે પૂરું કર્યું ત્યારે તેનો ગુજરાતી અનુવાદ કરવા નિશ્ચય કરી નાખ્યો.

આ પુસ્તકનું મૂળ નામ mama's bank account છે. તે નામ મને રુચ્યું નહિ, કારણ કે પુસ્તકનું માત્ર પહેલું પ્રકરણ બેંકના ખાતા સાથે નિસ્બત ધરાવે છે. બાકીનાં પ્રકરણોમાં માતાની મહત્તા, ઉદારતા અને બાળકોને કેળવણી આપવાની તેની રીતિ—એનાથી ઓતપ્રોત છે. કથાનું મુખ્ય પાત્ર—મા—ભલે અમેરિકન હોય, પણ તે હિંદની જ કોઈ આદર્શ માનો ચિતાર આપે છે.

આજે જ્યારે આપણે બાળકના સર્વાંગી વિકાસ પર ભાર મૂકીએ છીએ ત્યારે આ પુસ્તક ઘણું ઉપયોગી નીવડશે તેમ મને લાગે છે.

આ પુસ્તકમાંના કેટલાક પ્રસંગો મેં બાળકો સમક્ષ વાંચી સંભળાવ્યાં છે, અને તેમણે પણ એકચિત્તે તેનું રસપાન કર્યું છે. ગુજરાતના ૧૦ થી ૧૬ વરસની વયના કિશોરો આ પુસ્તક ખૂબ હોંશપૂર્વક વાંચશે એવી મને શ્રદ્ધા છે.

આને કિશોર સાહિત્ય કહીને માબાપો તેનાથી અળગા ન રહે એવી મારી વિનંતી છે. અતિશય નજીવી આવકવાળા સામાન્ય કુટુંબની આ કથા વડીલોને તેમના બાળકો પ્રત્યે સમજુ દૃષ્ટિથી જોવામાં પ્રેરણાભૂત બનશે. એક આદર્શ મા ગરીબ કુટુંબમાં પણ કેવું સ્વર્ગીય વાતાવરણ ઊભું કરે છે, તેની કથા વાંચતા આપણું મસ્તક એ માને નમવા ચાહે છે.

મુ. શ્રી. દિનકરભાઈને પણ આ પુસ્તક ખૂબ ગમ્યું છે. તેમણે મારી વિનંતી માન્ય રાખી, આ પુસ્તકને "આવકાર" લખી આપી મને ઉપકૃત કર્યો છે. તેમનો આભાર કયા શબ્દોમાં માનું ?

આશા છે કે ગુજરાતના વાંચકોને આ પુસ્તક ગમશે.

ઇન્દ્ર વસાવડા

# પ્રકરણ ૧

પેલી નાની ઝૂંપડી. કેસ્ટ્રો સ્ટ્રીટને નાકે આવેલી એ કુટીર તે જ અમારું ઘર. આજે પણ તે કેટલી યાદ આવે છે? એ જ મીઠું વાતાવરણ—મા, બાપુ, મારો એકનો એક ભાઈ નેલ્સ, મારી નાની બેન ક્રિશ્ચાઈન. લગભગ મારી જ ઉમરની, છતાં તેનું અંતર પારખવું કેટલું મુશ્કેલ? મારી નાની બેન ડગમાર! અહો, એ બધું જ આજે યાદ આવે છે.

માની ચાર બેનો—અમારી માસીઓ પણ અમારે ત્યાં આવતી. જેનીમાસી સૌથી મોટાં. એવાં તો સૌને દબડાવે કે ન પૂછો વાત! અમારાં ક્રિસ માસી 'બ્લેક નોર્વેજીયન' ને નામે ઓળખાતાં. એ આવતાં ધમપછાડા કરતાં અને ઘરને નવા ઉત્સાહ અને ચમકથી ભરી દેતાં.

પણ સૌથી વધારે મને મારી મા યાદ આવે છે.

શનિવારની રાત પડતી. અમારા સુઘડ રસોડાના ટેબલ પાસે ખુરશી ઉપર એ બેસતી. એક નાના પરબીડિયામાં આવેલો બાપુનો પગાર તે ગણવા લાગતી. માના મોં ઉપર થતા ફેરફાર હું છાની-માની જોયા કરતી. તેની ભમ્મરો ચિંતાથી તણાતી હું જોતી. એ પગારના તે જુદા જુદા ભાગો પાડતી. રૂપાનાણાની ઢગલી એક બાજુ મૂકી તે કહેતી: "આ ઘર ભાડું." બીજી ઢગલી અલગ મૂકી કહેતી: "આ દાણાવાળા માટે." "આ કેટ્રિનના જોડાને તળિયું નખાવવા માટે." આમ ઢગલીઓની હાર થતી.

એટલામાં અમારામાંથી કોઈ બોલી ઊઠતું: "મા, આ અઠ-વાડિયે નોટબૂકો લેવાની છેઃ માસ્તર કહેતા હતા કે—"

આ સાંભળી તે માટે પણ મા જુદી ઢગલી કરતી.

અમે બાળકો કેટલી હોંસથી આ ઢગલીઓ જોઈ રહેતાં!

છેવટે બાપુ કહેતાઃ "કેમ, બરોબર છે ને? પતી ગયું કે?"

મા ડોકી હલાવતી. પછી અમે લેસન કરવા ચાલ્યા જતાં. મા ખુશ થઈ બોલી ઊઠતી : "બરોબર છે. જુઓ, આપણી બેંકમાંની રકમને તો હાથ જ લગાડવો નહીં પડે. બધું ઊકલી જશે."

માનું બેંકનું ખાતું! અમને એ ખાતા વિશે ખૂબ અજાયબી લાગતી. અમને થતું : ઓહ! બેંકમાં આપણું ખાતું પણ છે ને! ...તેથી અમને કેટલી હૂંફ મળતી! અમને ખબર હતી કે બેંકમાં તો પૈસાદાર લોકોનું જ ખાતું હોય.

મને બરોબર યાદ છે. શેરીને નાકે જેન્સી રહેતી. ભાડું ન ભરાયું એટલે એમને બાપડાંને ઘરમાંથી નીકળવું પડયું હતું. અમે તે વખતે સાવ નાનાં હતાં. અજાણ્યા લોકો જેન્સીનું ઘર ચૂંથતાં હતાં. રાચરચીલું ઘરવખરી ઘરમાંથી બહાર ફેંકતાં હતાં! બિચારાં મિસિસ જેન્સની આંખોમાં પાણી હતું. હું તો એવી ગભરાઈ ગયેલી! મને થયુંઃ પગારમાંથી ઘરભાડા માટે જુદી રકમ અલગ નહીં મૂકતાં હોય એટલે જ આમ બન્યું હશે ને! આપણો પણ એવો વારો તો નહીં આવે ને! બીકમાં ને બીકમાં હું ક્રિશ્ચાઇનનો હાથ દબાવતી. તે શાંતિથી કહેતીઃ "અરે, ડરે છે શું? આપણું તો બેંકમાં ખાતું છે ખાતું!" આ સાંભળી મારા જીવમાં જીવ આવતો.

નેલ્સ નીચલી સ્કૂલની છેલ્લી પરીક્ષામાં પાસ થયો. તેને ઉપલી સ્કૂલમાં ભણવા જવાની ઇચ્છા હતી. મા બોલી : "સરસ. ઘણું સારું." બાપુજીએ પણ હા પાડી.

નેલ્સ કહે : "મા, પણ ખરચ ઠીક ઠીક થશે, હોં."

બધું સાંભળવા અમે ટેબલ પાસે ખુરશીઓ ખેંચી. મારી પાસે એક સુંદર રંગીન પેટી હતી. મેં તે મા પાસે ટેબલ ઉપર મૂકી. આ પેટી સિગ્રિડમાસીએ નોર્વેથી ભેટ તરીકે મને મોકલી હતી.

એ અમારી નાની બેંક. ઘરની બેંક. પેલી મોટી બેંક સાથે આને કંઇ લેવાદેવા ન હતી. અણીને વખતે આનો ઉપયોગ થતો. દાખલા તરીકે ક્રિશ્ચાઈનનો હાથ તૂટી ગયો હતો, ત્યારે આ બેંકનો ઉપયોગ કરવો પડયો હતો. તેવી જ રીતે એક વાર ડગમાર માંદી પડી, ત્યારે દવા લાવવા આ બેંકના પૈસા કામ લાગ્યા હતા.

નેલ્સે ખર્ચની બધી જ વિગતો તૈયાર રાખી હતી. બસ-ભાડાના આટલા. નોટબૂક, પેન્સિલ વિ.ના આટલા. માએ એ નોંધ તરફ ક્યાંય સુધી જોયા કર્યું. પછી નાની બેંક ખોલી પૈસા ગણ્યા; પણ પૂરતા પૈસા ન નીકળ્યા!

માએ હોઠ બીડ્યા અને પછી મક્કમતાથી બોલી: "જુઓ બાળકો, સૌથી પહેલી વાત એ કે મોટી બેંકમાંથી તો પૈસા કાઢવાના જ નથી."

અમે સૌએ ડોકું ધુણાવ્યું.

નેલ્સ બોલ્યો: "મા, શાળાના સમય પછી હું ડીલોનની દુકાને કામ કરીશ."

માના મુખ ઉપર આનંદ પ્રગટ્યો. તેણે કંઈક આંકડા કાગળ ઉપર લખ્યો. પછી સરવાળા બાદબાકી કરવા લાગી. બાપુજી તો મનમાં જ ગણતરી કરતા હતા. તે બોલ્યા:

"હં, પૂરતું છે. ચાલશે."

પછી પોતાના મોઢામાંથી ચુંગી બહાર કાઢી કહ્યું: "હું આજથી તમાકુ પીવાનું બંધ કરીશ."

માએ સહેજ નમી, બાપુના ખમીસની બાંય જરા પકડી;

પણું કશું બોલી નહીં. માત્ર કાગળ પર કંઈ આંકડા ટપકાવ્યા.

મેં કહ્યું : "મા, દર શુક્રવારે સાંજે મિ. એલવિંગટનનાં બાળકોને સંભાળવાનું કામ હું કરીશ. ક્રિશ્ચાઈન મને મદદ કરશે."

માએ કહ્યું: "શાબાશ. સરસ."

અમને સૌને કેટલો આનંદ થયો? પેલા મોટી બેંકના ખાતાને અડવું નહીં પડે તેનો કેટલો સંતોષ હતો! અમારી નાની બેંક જ આ કામ માટે પૂરતી હતી.

તે વર્ષે કેટલી બધી વસ્તુઓ એ નાની બેંકમાંથી આવી?

રમતગમત માટે જોઈતો ક્રિશ્ચાઈનનો ગણવેશ (યુનીફોર્મ); મારો વીરબાળા (ગર્લ ગાઈડ)નો ગણવેશ; ડગમારના કાકડાનું ઓપરેશન; એ બધું આ નાની બેંકે પાર પાડયું. મનમાં ખાત્રી તો હતી જ કે અણધાર્યા સંજોગો માટે મોટી બેંક તો હાજર હતી જ.

હડતાળના પેલા દિવસો! અમને ચિંતા થવા લાગી. માએ અમને ચિંતા ન કરવા કહ્યું. અમે બધાએ કમર કસીને કામ કરવાનું માથે લીધું, પરિણામે મોટી બેંક તરફ જવાનો વારો જ ન આવ્યો. કામ કરવામાં કેટલી મઝા આવતી હતી?

હડતાળ શરૂ થઈ કે માએ મિ. કૂપરની બેકરીમાં કામ કરવા જવાનું શરૂ કર્યું. ત્યાંથી તે થેલી ભરીને વાસી રોટી અને કોફીની કેક આણતી તે કહેતી: "છોકરાંઓ! તાજી રોટી પેટ માટે સારી નહીં. અને કોફીની કેકને ગરમ કરીએ ને, તો તાજી હોય તેવી જ સરસ લાગે."

બાપુ રોજ રાતના, 'કેસ્ટ્રો ક્રીમરી'માં શીશા ધોવા જતા. ક્રીમરીવાળા અમને એક શેર દૂધ આપતા અને છાશ તો જોઈએ તેટલી આપે. તેમાંથી મા મઝાનું પનીર બનાવતી.

હડતાળનો અંત આવ્યો તે દિવસે મા બોલી પડી: 'હા...શ'. પણ

અમને લાગ્યું : શ્રમ કરી કરીને માની કમર વાંકી વળી ગઈ છે!

અમારી સામે જોઈ, મા ગર્વથી બોલી: "જોયું? મોટી બેંકનું મોં પણ જોવું પડયું!"

*                    *                    *

આ વાતને વીસ વર્ષ વહી ગયાં છે. ગયે વર્ષે મારી સૌથી પહેલી વાર્તા છપાઈ અને નાણાંનો (પ્રકાશક તરફથી) ચેક આવ્યો ત્યારે તે લઈ હું મા પાસે દોડી ને બોલી: "મા, લે આ તારા પેલા બેંકના ખાતામાં જમા કરવાનો છે."

મા અને બાપુ કેટલાં ઘરડાં થઇ ગયાં છે? બાપુ જાણે ઠીંગણા લાગતા હતા. માના વાળ રૂપેરી, ધોળા લાગતા હતા.

માએ ચેક ઉપર હાથ ફેરવ્યો અને બાપુજી સામે જોયું.

"સરસ, બહુ જ સરસ!" તે બોલી. તેના મોઢા ઉપર અભિમાન હતું.

મેં કહ્યું : "કાલે બેંકમાં જમા કરી દઈશ ને?"

મા બોલી: "કેટ્રિન, તું મારી સાથે આવીશ ને?"

મેં કહ્યું : "મારે આવવાની કંઈ જ જરૂરત નથી. ચેક પાછળ મેં સહી કરી દીધી છે, એટલે બેંકમાં જમા થઈ જશે."

મા મારા તરફ ફરીને બોલી : "પણ બેટા....ખાતું છે જ ક્યાં? આખી જિંદગીમાં મેં બેંકમાં કદી પગ માંડ્યો જ નથી!"

ધડાકો! હું તો બાઘાની જેમ મા સામું જોતી જ રહી. તે બોલી: "એ તો, તમે નાનાં બાળકો ડરો નહીં, તેથી ગપગોળો ચલાવેલો, શું?"

ઓ હો હો હો હો! હવે હું સમજી!

✡

## પ્રકરણ ૨

હડતાળ પછી. કેટલાક મહિના ઘરની સ્થિતિ જરા નાજુક રહી.

મા એક દિવસ બોલીઃ "ચિંતા કરવા જેવું કશું નથી. જુઓ બાળકો, આ વધારાનો સામાન આપણે રસોડામાં ગોઠવીએ તો કેમ? અને પછી ખાલી ઓરડો કોઇને ભાડે આપીએ તો?"

અમને શો વાંધો હોય? ઊલટાનું અમને તો એ ગમ્યું કે ભાડાના પૈસામાંથી માનો ગરમ કોટ આવશે. માને ગરમ કોટની જરૂરત હતી.

અમે બારી પર પાટિયું લટકાવ્યું. સ્વચ્છ અક્ષરથી તે પર લખ્યું: "ભાડે આપવાનું છે."

એ વાંચી મી. હાઈડ નામના એક ભાઈ એક દિવસ અમારે ત્યાં આવ્યા.

માએ તેમને ઓરડો બતાવ્યો. માને ભાડુઆત રાખવાનો આ પહેલો જ અનુભવ એટલે તેણે એક માસનું ભાડું અગાઉથી ન માગ્યું. ન માગી ઓળખાણ.

મિ. હાઈડ છટાપૂર્વક બોલતાઃ "વાહ, વાહ! આ ઓરડો મને ગમે છે. મારો સામાન આજે સાંજે જ મોકલાવી દઉં? મારાં પુસ્તકો પણ."

પછી તો મિ. હાઈડ અમારા કુટુંબી જેવા જ બની ગયા. એ ધંધો શો કરતા તે અમને ખબર ન પડી, પણ અમારી સાથે

બહુ જ સ્નેહથી વર્તતા. જ્યારે પણ તે દીવાનખાનામાંથી પસાર થતા, ત્યારે માને નમન કર્યા વગર રહેતા નહીં.

બાપુજીને પણ તેમનો સ્વભાવ ગમતો. મિ. હાઇડ નોર્વેની મુસાફરીના અનુભવો કહેતા અને નોર્વેમાં કેવી રીતે પોતે માછલાં પકડતા તે પણ સરસ રીતે વર્ણવતા.

પણ જેની માસીનો અભિપ્રાય કંઈક જુદો હતો. તે કહેતાં: "ભાડુંબાડું આપે છે?–કે પછી..."

મા કહેતી: "ભાડું આપ્યા વિના થોડા જ રહેશે!"

જેનીમાસી તરત કહેતાં: "હુંઅ! અરે આવા તો મેં કંઈક જોઇ નાખ્યા છે! એના ભાડાના પૈસા આવી રહ્યા અને તમારો ગરમ કોટ પણ આવી રહ્યો. ન જોયો હોય તો મોટો જાટલીમેન...હું." કદાચ જેની માસીનો આવો અનુભવ હશે, કારણ કે તેઓ બોર્ડિંગ હાઉસ પણ ચલાવતાં હતાં.

આવી વાતચીત અમને ગમતી નહીં. અમારાં ચડેલાં મોં જોઈ મા હસી પડતી અને જેનીમાસીને કહેતી: "આવા વિચારો કરાય? લ્યો, કાફી પીઓ, જોઉં" આમ માસીના બડબડાટનો અંત આણતી.

વરસાદના દિવસો આવ્યા. મા કહે: "બિચારા મિ. હાઇડનો ઓરડો ઠંડો હિમ જેવો હશે." પછી બાપુજીને કહેતી: "મિ. હાઇડને આપણા રસોડામાં જ બોલાવી લાવો ને. આપણી સાથે ગપ્પાંબપ્પાં મારશે ને........"

તે આવતા. આવે વખતે અમે સૌ બાળકો અમારું લેસન કરતા હોઇએ. સ્ટવ પાસે બેસી મિ. હાઇડ અને બાપુજી ચલમ ફૂંકતા હોય. મા કપડાં ધોતી હોય કે પછી રોટલા ઘડતી હોય કે પનીર બનાવતી હોય.

કોઈક વાર મિ. હાઇડ નેલ્સને ભણતરમાં મદદ કરતા, લેટિન ભાષા શીખવતા. નેલ્સને મઝા આવવા લાગી અને તેનો ઉત્સાહ વધવા લાગ્યો. વર્ગમાં તે પહેલો નંબર રાખવા લાગ્યો. 'હું તો કામે લાગી જઈશ, નહીં ભણું' એ વાત પણ તેણે છોડી દીધી.

અમારું લેસન પૂરું થતું અને મા પણ કામથી પરવારી આરામ ખુરશીમાં પડી કંઈક સીવતી હોય, ત્યારે મિ. હાઈડ પોતાની મુસાફરીઓનાં–સાહસોનાં વર્ણનો કરતા. ઓહ ! કેટલી મઝા આવતી. કેટલું બધું જાણવાનું મળતું ? કેટલું જ્ઞાન ! ઇતિહાસ અને ભૂગોળનું જીવતું જાગતું જ્ઞાન જાણે અમને મળતું. મિ. હાઈડે ઓક્સફર્ડમાં શિક્ષણ લીધું હતું. આખા જગતની તેમણે મુસાફરી કરી હતી !

એક રાત્રે તેમણે ડિકન્સની વાર્તાઓ વાંચવાનું શરૂ કર્યું. પછી તો રોજનો રિવાજ થઈ પડ્યો કે અમે લેસન પૂરું કરીએ અને મિ. હાઈડ પોતાની કોઈ ચોપડી લઇ આવી, અમને વાંચીને સંભળાવે. અમારી આંખો સામે એ વાર્તાઓનાં પાત્રો આબેહૂબ ખડાં થતાં. માને પણ ખૂબ મઝા આવતી અને તે તો મિ. હાઇડનાં વખાણ કરતાં થાકતી જ નહીં.

'ડેવિડ કોપરફીલ્ડ' પૂરી થઇ એટલે એમણે 'ઓલ્ડ ક્યૂરીઓસિટી શોપ' નવલકથા શરૂ કરી. એ પછી શેક્સપીઅરનાં નાટકો વાંચવાનું શરૂ કર્યું. કેવો મીઠો એમનો કંઠ હતો ? અને વાંચવાની ઢબ ! જાણે પોતે જ નાટક ન કરતા હોય ?

ઉનાળાના દિવસો આવ્યા. સાંજે શેરીનાં બાળકો 'ગટર બહાર એક પગ'ની રમત રમતાં. પણ અમને તો બહાર રમવા જવાનું મન પણ ન થતું. એક રાત્રે છોકરાઓએ ધમાલ કરી. તેઓ મિ. ડીલોનના સ્ટોરમાં ઘૂસી ગયા. ભારે ધમાલ થઈ. તે રાત્રે પણ નેલ્સ અમારી સાથે ઘરમાં જ હતો અને 'ડોમ્બી એન્ડ

સન્સ' વાર્તાનું છેલ્લું પ્રકરણ સંભળાવી રહ્યો હતો.

તે દિવસ હજી યે યાદ આવે છે. એકાએક એક પત્ર લઈ મિ. હાઇડ મા પાસે આવ્યા ને બોલ્યા :

"માફ કરજો. મારે જવું જ પડશે. છૂટકો જ નથી. મારાં પુસ્તકો નેલ્સ તથા બીજા બાળકો માટે છોડતો જાઉં છું. અને જુઓ આ ચેક. તમે મારે માટે ઘણું-ઘણું કર્યું છે. તમને અનેક ધન્યવાદ."

આવી રીતે મિ. હાઇડે અચાનક અમારું ઘર છોડવાની જાહેરાત કરી. અમે સ્તબ્ધ થઇ ગયાં. મિ. હાઈડ અમારે ત્યાંથી જતા હતા, તેનું અમને દુઃખ હતું. તેમણે આપેલાં પુસ્તકો અમે ઉપરથી લાવતાં હતાં ત્યારે અમારો ઉત્સાહ જોવા જેવો હતો. બાપ રે ! કેટલાં બધાં પુસ્તકો ? અમે નામ વાંચવા લાગ્યાં–એ ટેઈલ ઓફ ટુ સીટીઝ, નિકોલસ નિકલબી, વેનિટી ફેઅર, એડવેન્ચર્સ ઓફ એલિસ ઈન વંડરલેંડ, ઓલિવર ટ્વિસ્ટ, એ મિડસમર નાઇટ્સ ડ્રીમ.

માએ એ બધાં પુસ્તકો ઝાડીઝપટીને સાફ કર્યાં. તે બોલી: "કેટલું બધું જ્ઞાન મળશે આપણને ! નેલ્સ આપણને આ રોજ વાંચીને સંભળાવશે, જેમ મિ. હાઇડ સંભળાવતા હતા તેમ. નેલ્સનો અવાજ પણ સરસ છે તો."

નેલ્સનું મોઢું જોવા જેવું હતું.

મિ હાઇડે આપેલો ચેક માએ જેની માસીને બતાવ્યો. તે બોલી: "જોયું ને, હવે તો મારો ગરમ કોટ આવશે ને ?"

એ જ વખતે મિ. કુપર આવી ધમકયા. મિ. કુપર એક હોટલના માલિક હતા, અને એક બેકરી પણ ચલાવતા હતા. તેમના મોઢા ઉપર રોષ હતો. તે બોલ્યા : "લબાડ ! બદમાશ. જોયું ને ! બેટ્ટો આ ખોટો ચેક આપીને રફૂચક્કર થઇ ગયો." આ વાત મિ.

હાઈડના સંબંધમાં હતી.

જેની માસી કહેવા લાગ્યાં: "હું નહોતી કહેતી !"

મિ. કુપરનો બબડાટ ચાલુ હતો: "એ લુચ્ચાએ તમારાં નાણાં ચૂકવ્યાં કે પછી !"

માએ અમારી સામે જોયું. સૌથી વધારે નેલ્સ તરફ. પછી શાંતિથી તે બોલી: "નેલ્સ, આઈવન હો માંથી આગળ વાંચ ને ભાઈ."

પછી મક્કમ પગલે તે સ્ટવ તરફ આગળ વધી અને પેલો ચેક તેમાં નાખી દીધો. ચેક રાખ થઈ ગયો.

મિ. કુપર પાસે આવી તે બોલી :

"ના, ના, અમારાં કંઈ જ નાણાં નીકળતાં નથી."



# પ્રકરણ ૩

બિચારી નાનકડી બેન ડગમારનો કાન એકાએક દુખવા લાગ્યો. તેનું દરદ મટાડવા માએ બધું ય ઘરવૈદું કર્યું. લસણ કકડાવીને તેલ નાખ્યું, મિ. શલ્ટઝે બનાવેલી અને પોતાની જ દુકાનેથી મોકલેલી દવા પણ નાખી. પણ દરદ જરાયે ઓછું થયું નહીં.

છેવટે ડૉ. જોન્સનને તેડાવવા પડયા. તેમણે તપાસીને કહ્યું: "હમણાં ને હમણાં ઇસ્પિતાલ પહોંચાડો."

એ સાંભળી માના તો જાણે હોશકોશ ઊડી ગયા! માનો એ ગભરાયેલો ચહેરો હું જોઇ રહી. મા બોલી: "ડાક્તર સાહેબ, સાંજે એના બાપા આવે ત્યાં સુધી થોભી નહીં શકાય?"

ડાકતરે ટૂંકો જવાબ આપ્યો: "ના, હમણાં જ, તાત્કાલિક ઓપરેશનની જરૂરત છે. તો જ........"

'બાપ રે! ઓપરેશન!' માના મોઢામાંથી શબ્દો સરી પડયા.

મા બોલી: "ઠીક. અમે હમણાં જ આવીએ છીએ."

તરત તેણે, તેમના દેખતાં જ રસોડાના ટેબલ ઉપર નાની બેંક ઊંધી વાળી, પૈસાનો ઢગલો કર્યો. આશાભર્યાં સ્વરે પૂછયું: "ચાલી રહેશે ને?"

ડાક્તર સહેજ ખચકાયા; પછી ધીમેથી બોલ્યા: "હું-હું ધર્માદા ઇસ્પિતાલની વાત કરતો હતો."

"ના, ના. ત્યાં નહીં. અમે તો પૈસા આપીશું."

"સરસ ! તો તો ક્લિનિક હૉસ્પિતાલમાં લઈ જાઓ."

"ક્લિનિક?"

"હા. ત્યાં તમે તમારી શક્તિ પ્રમાણે પૈસા આપી શકશો. ત્યાં તમારા બાળકની બીજા દરદીની જેવી જ સારવાર થશે."

માના મોં ઉપર ચિંતા અને વ્યગ્રતા હતી. તે બોલી : "એ બધું મને કંઈ સમજાતું નથી."

દાક્તર બોલ્યા : "તો પછી એ બધું મારા ઉપર છોડો ને. ડગમારની સંપૂર્ણ કાળજી લેવાશે. હું વચન આપું છું. ઓપરેશન તો હું પોતે જ કરીશ."

મા ગળગળી થઈ બોલી : "થેંક્યૂ દાક્તરસાહેબ."

તેણે નેલ્સને ગરમ ધાબળો લાવવાનું કહ્યું. ડગમાર આસપાસ તે વીંટયો. બાપુ કામે ગયા હતા એટલે નેલ્સ ને હું મા સાથે દવાખાને જવા તૈયાર થયાં.

હૉસ્પિતાલે પહોંચ્યાં કે બે નર્સોએ ડગમારને પૈંડાદાર ટેબલ ઉપર સુવડાવી ટેબલ હંકારી મૂક્યું. મા તેની પાછળ પાછળ જવા લાગી.

નર્સને સમજાવતી હોય તેમ તે બોલી: "મારી છોડી છે ......મારી."

નર્સોએ ના પાડી. કહ્યું: "ઉંહુ ! કાયદા વિરુદ્ધ તમારાથી આસે નહીં અવાય. ત્યાં જ થોભો."

લાચાર. માએ ડગમારનો હાથ છોડી દીધો અને નિરાશ થતી બાજુના ટેબલ કને જઈ ઊભી. બતાવવામાં આવેલા કાગળો ઉપર વાંચ્યા વગર તેણે મતું મારી દીધું. તેનું ધ્યાન ક્યાં હતું ?

નેલ્સે તથા મેં દવાખાનાનાં દર્શન કોઈ દિવસ કર્યાં ન હતાં. અમે બન્ને રસપૂર્વક ગણવેશમાં સજ્જ થયેલી નર્સો તથા મોટાઈનો ડોળ કરતા હાથમાં કાળી બેગો લઈ આમથી તેમ દોડતા માણસોને

જોઇ રહ્યાં હતાં. કેટલીક બીઓ મોટા હાથાવાળા ઝાડુ તથા બ્રશથી ઇસ્પિતાલની ફરસબંદી સાફ કરવાની તૈયારી કરતી હતી.

એકાએક મા બોલી : "ડાક્ટર જોન્સન બહુ હુશિયાર દાક્તર છે, હોં. ડગમાર ચોક્કસ સારી થઇ જશે."

આ સાંભળી ન જાણે કેમ મને રડવું આવવા લાગ્યું ! મા મારી પીઠ થાબડવા લાગી અને વાર્તા કહેવા લાગી. પણ ન જાણે કેમ આજે તેની વાર્તામાં કંઈ જ ઢંગધડો ન હતો.

જેવા દાક્તર જોન્સન ઉતાવળે પગલે આવતા દેખાણા, કે તરત મા ઊભી થઇ સામે દોડી.

"શાબાશ, શાબાશ. તમારી દીકરીને શાબાશી ઘટે છે. પતી ગયું. નિરાંતે ઊંઘે છે...ઘેનની દવાથી."

મા આનંદમાં આવી ગઈ. બોલી : "તો જાઉં તેની પાસે ?"

દા. જોન્સને માથું ધુણાવ્યું : "ઊં હું ! એ તો નિયમ વિરુદ્ધ કહેવાય. હવે કાલે, મળવાના ટાઇમે."

મા બોલી : "પણ....પણ, તે કેટલી નાની છે, દાક્તર ! જાગશે ત્યારે બીને રડશે."

"ચિંતા ન કરો. નર્સો છે ને. બરોબર કાળજી રાખશે. પહેલા ચોવીસ કલાકમાં કોઇથી મળી શકાય નહીં. વાડમાં શાંતિ જોઇએ. એમાં ફેરફાર ન થઇ શકે."

પણ મા આ સમજી શકે તેમ ન હતું. કહે : "પણ હું જરાય અવાજ......"

દાકતર જોન્સને પોતાની ઘડિયાળ સામું જોયું; પોતાની હેટ નમન તરીકે ઊંચકી અને ચાલવા માંડયું.

માનો ચહેરો જોવા જેવો હતો. તે અત્યંત બેચેન દેખાતી હતી. અમારો હાથ પકડી બોલી: "છોકરાંઓ, ચાલો આપણે ડગમારને ગોતી કાઢીએ."

ટેબલ પાસે બેઠેલી નર્સ માને સમજાવવા લાગી:

"માડી, તમારી છોકરીની ચિંતા ન કરો. પૂરી માવજત લેવામાં આવશે."

"હાસ્તો. કેવી સારી ઇસ્પિતાલ...તો જોઉં?"

"પહેલા ચોવીસ કલાક મુલાકાત બંધ."

"પણ હું ક્યાં મુલાકાત લેવા આવી છું? હું તો એની મા છું ને..."

એક એક શબ્દ છૂટો પાડી મક્કમતાથી નર્સ બોલી: "મા... ફ...કરો...એમ...ન...થાય..."

મા ક્યાંય સુધી પેલા ઓરડા તરફ જોતી રહી. સમયનું પણ જાણે તે ભાન ભૂલી ગઈ. છેવટે મેં તેનો હાથ પકડી યાદ દેવ. ડાવ્યું કે અમે ભાઇબેન રાહ જોતાં હતાં.

માએ અમારો હાથ પકડયો અને અમે બસ તરફ ચાલવા લાગ્યાં. કોઇ એક શબ્દ બોલ્યું નહીં.

ક્રિશ્ચાઇને અમારે માટે રસોઇ તયાર રાખી હતી. માએ એ તરફ જોયું પણ નહીં. માત્ર બે પ્યાલા ગરમાગરમ કોફી પીધી. તેણે પોતાની હેટ પણ ઉતારી નહીં.

"કાંઇક ઉપાય કરવો પડશે" એમ તે બબડી. અમે બાળકો શાંત જોતાં રહ્યાં. નેલ્સે જાણે યાદ દીધી: "મા, પણ કાલે તને ડગમાર પાસે જવા દેશે તેમ કહ્યું ને એ લોકોએ."

મા બોલી: "પણ જ્યાં સુધી હું મારી આંખે તેને જોઈ નહીં લઉં ત્યાં સુધી મને ચેન કેમ પડે કે તેને ઠીક છે? તમારા બાપુજી સાંજના આવીને પૂછે ત્યારે મારે શો જવાબ દેવો?"

પછી થોડી વારે તેણે કહ્યું: "ગમે તેમ, મારે ડગમારની ભાળ કાઢવી જ પડશે." કહી તે ઊભી થઈ. પછી રસોડાના ટેબલના

એક ખાનામાંથી દોરી અને કાગળ કાઢ્યાં. ડગમારની ઢીંગલી એ કાગળમાં લપેટી. બીજા કાગળમાં તેની ચિત્રપોથી બાંધી.

મા બોલી: "જુઓ, મેં એક યુક્તિ શોધી છે. ઇસ્પિતાલના પેલા ટેબલ પાસેથી હું ઝટ દઇને પસાર થઇ જઈશ. કોઇ પૂછશે તો કહીશ આ પેકેટ ડગમારને આપવા જાઉં છું."

* * *

મા પાછી ફરી, ત્યારે તેના હાથમાં પેલા બે પાકીટ જેમનાં તેમ હતાં! અમને થયું, મા ડગમારને મળવા પામી નથી. અમે પૂછવા ગયાં તો તેણે જવાબ નોર્વેજિયન ભાષામાં આપ્યો. બેચેનીની જ નિશાની!

થાકી ગઇ હોય તેમ તે બોલી: "અરે, લગભગ ડગમારના ઓરડા સુધી તો હું પહોંચી ગઇ હતી. પણ...."

એક ક્ષણ પછી તેણે એપ્રન પોતાના ગળા આસપાસ વિંટાળ્યું, એક બાલદીમાં સાબુવાળું ગરમ પાણી લીધું અને એકાએક રસોડાની લાદી સાફ કરવા લાગી. અમને નવાઇ લાગી.

ક્રિશ્ચાઈન બોલી ઊઠી: "પણ મા, કાલે જ આ તો ધોઇ હતી ને!"

મેં કહ્યું: "લાદીઓ તો ચકચકિત છે."

નેલ્સ બોલ્યો: "જમવાનો વખત થઇ ગયો, મા."

વિચિત્ર ભાવથી તે બોલી: "આમ ઘૂંટણીએ પડીને ધોતાં વાર તો લાગે જ ને!"

માનો સફેદ પૂણી જેવો ચહેરો જોઇ મને રડવું આવવા લાગ્યું.

પાછળના બારણા સિવાયનો બીજો બધો ભાગ ઘસીને ધોઇ નાખ્યા પછી તે એકાએક ઊભી થઈ અને ઘસવાનું બ્રશ ક્રિશ્ચાઇનને સોંપી બોલી: "તું આટલું કરી નાખ. કેટ્રિન, તું મારી સાથે આવ."

અને કોટ લાવવાનું તેણે કહ્યું. મેં પૂછ્યું: "ક્યાં જવું છે?"

તે બોલી: "ઇસ્પિતાલ. મેં તદ્દન નવી યુક્તિ શોધી કાઢી છે."

અમે ઇસ્પિતાલ પહોંચ્યાં. અમે એટલા ધીમે ધીમે ચાલતાં હતાં કે ટેબલ પાસે બેઠેલી નર્સે માથું પણ ન ઊંચક્યું. મને માએ બારણા પાસે પડેલી ખુરશી ઉપર શાંત બેસી જવાની નિશાની કરી. હું આ બધું મોઢું ફાડી આશ્ચર્યથી જોઈ રહી હતી, ત્યાં તો માએ પોતાનો કોટ, હેટ વિ. કાઢી મને આપ્યું. અત્યંત હળવે જ્યાં લોહી સાફ કરવાનાં બ્રશ વિ. પડ્યાં હતાં ત્યાં તે પહોંચી. તેમાંથી એક ઉપાડી તે લાદી ઘસવા લાગી. એક નર્સ પાસેથી પસાર થઇ એટલે તેના તરફ માએ સ્મિત વેર્યું. મા બોલી: "કેટલી ગંદી થઇ ગઇ છે આ લાદીઓ!"

"હા. ચાલો, સારુ થયું કે સાફ કરવાનું છેવટે નક્કી થયું. પણ સહેજ મોડાં છો, નહીં?"

માએ કંઇ જ જવાબ ન આપ્યો. તેણે તો તેનું કામ ચાલુ રાખ્યું અને ધીમે ધીમે આગળ ને આગળ વધવા લાગી ઠેઠ ડગમારના ઓરડા સુધી પહોંચી ગઇ, અને છેવટે દેખાતી પણ બંધ થઇ! ટેબલ પાસે નર્સ ઊંધું ઘાલી લખતી જ હતી!

જાણે કેટલો વખત આમ પસાર થયો હશે. છેવટે મા દેખાણી. તેની આંખોમાં સંતોષ દેખાતો હતો.

નર્સો આશ્ચર્યથી મા સામે જોવા લાગી. માએ બ્રશ વિ. યોગ્ય સ્થળે મૂક્યાં. પછી પોતાનો કોટ પહેર્યો, માથે હેટ મૂકી ને મારો હાથ પકડ્યો. જેવા અમે દરવાજા પાસે આવ્યાં, કે માએ અત્યંત નમ્રતાથી નર્સને કહ્યું: "થેંક યુ."

બસ સ્ટેન્ડ પાસે આવ્યાં ત્યારે મા બોલી: "ડગમારની તબિયત સરસ છે. તાવબાવ નથી. મેં તેના માથા ઉપર હાથ મૂકી જોયો."

"તું તેને મળી, મા?"

"હાસ્તો. તેની પાસે જેવી પહોંચી તેવી જ તેણે આંખ ખોલી. મેં તેને કહ્યું, કાલે આવીશ, હં. ચિંતા ન કરતી. નિયમો પણ સમજાવ્યા."

"હવે, આજે તો તેને મળવા નહીં જાય ને?"

"ના રે. એમ કરાય? નિયમ વિરુદ્ધ જવાય? હવે તો મેં મારી આંખે જોઇ લીધું કે તેને સારું છે. હવે તમારા બાપુ પણ ચિંતા નહીં કરે. ઇસ્પિતાલ પણ સરસ છે."

પછી ડોકું ધુણાવી તે કહે: "પણ બાપ રે! બાઈઓ કેટલી ગંદી! ઘસી ઘસી પ્રથમથી ધૂઓ ત્યારે જ સાફ થાય."



## પ્રકરણ ૪

માના મામાનું નામ મિ. ક્રિસ હતું. બાપુજી તેમને 'બ્લૅક નોર્વેજિયન' કહી બોલાવતા, કારણ કે તેમનો ચહેરો તથા મૂછો કાળાં હતાં; પણ કુટુંબનાં બીજાં માણસો તેમને કોઇ બીજા જ કારણે કાળા કહેતા–કદાચ આ કાળાશ તે તેમના હૃદયની હશે.

પડછંદ કાયા. તેમનો અવાજ સાંભળો તો બાપ રે! કાન જ ફૂટી જાય! ગજબની તેમની ચાલવાની રીત. તે ઘરમાં ધસમસતા આવે કે તુરત અમે બાળકો રફૂચક્કર.

માસીઓ અમારે ત્યાં હોય, અને ભાગ્ય જોગે આ મામાની વાત નીકળે, તો તેમના નાકનું ટેરવું ચઢી જતું. તેઓ ગુપચુપ બીજી વાતો કરવા મંડી પડતાં, અને અમને હુકમ મળતો: "ચાલ્યા જાઓ જોઇએ, ઉપર"

વાત એમ હતી કે મામાશ્રી કુટુંબના વડા હતા. અને એ વાત કોઇ ભૂલી જાય, તે તેમને પાલવતું નહીં. માસીઓ પણ હવે ઉમરમાં મોટી થઈ હતી, છતાં મામાશ્રી તેમની સાથે તો એવી રીતે જ વરતતા, જાણે તેઓ નાની મૂરખી ગગીઓ ન હોય!

પણ અમારી માની વાત જુદી હતી. મા માટે એમને લાગણી હતી. જેનીમાસી કહેતાં કે અમારી મા સૌથી નાની બેન હતી તેથી. પણ બાપુજી બીજું જ કારણ આપતા. તેમનું કહેવું એમ હતું કે માનું મોઢું મામાના માતુશ્રીને (નાનીને) બરાબર મળતું આવતું હતું. મામાનાં મા બાળપણમાં જ મરી ગયાં હતાં.

મા મામાનું ઉપરાણું કરતાં. મામાની લંગડી ચાલની કોઈ ટીકા કરતું તો મા કહેતી : "તેમના પગમાં દર્દ છે, તેથી આમ ચાલે છે."

માસીઓ કહેતીઃ "છટ્." મા માસીઓ પાસે કબૂલ કરાવતી કે દેશમાં અકસ્માત નડયો હતો, તેથી તેમને પગે ઈજા થઈ હતી, અને તેથી તે લંગડાતા હતા. મા પૂછતાંઃ "આમ છતાં કોઇ દિવસ તમે તેમને મોઢે દુઃખની વાત સાંભળી છે?" માસીઓ મા ઉપર તૂટી પડતીઃ "રહેવા દે, રહેવા દે, જાણીએ છીએ તને બહુ પેટમાં બળે છે તે. બાકી ખરું તો-મેલા મનનો-ક્રૂર હૃદયનો માણસ છે. ન જોયો હોય તો મોટો..."

આ બધી વાતો મામા પ્રત્યક્ષ ન હોય ત્યારે જ થતી તો; પણ મામા ઘરમાં હોય, અને હુકમ ઉપર હુકમ છોડતા હોય, ત્યારે જોવાની ગમ્મત આવતી. મિયાંની મીંદડીની જેમ માસીઓ કહેતીઃ "બરોબર છે, મામા. હા-જી. ના-જી. આપનું કહેવું વ્યાજબી છેજી." વગેરે.

બાપુ કહેતા : "સારું છે કે મામા અહીં જૂજ જ આવે છે." બાકીનો સમય તે દેશને ખૂણે ખૂણે ભટકતા, જૂનાં ખેતરો અને અને વાડીઓ ખરીદતા. પછી એ ઉજ્જડ વાડીઓ ઉપર ધમધોકાર કામ ચાલતું. તે લીલીછમ બનતી, અને પછી મામા વાડીઓ વેચી મારતા.

અને માસીઓ વચ્ચે આ કાયમી પ્રશ્ન ઊભો રહેતો : "મામા આ બધા પૈસાનું કરે છે શું?"

મામાશ્રીની પધરામણી ક્યારે થશે તે કોઈ જાણતું નહીં. એક ક્ષણ પહેલાં બધું શાંત હોય ત્યાં બીજી ક્ષણે દોડાદોડ અને ધમાલ શરૂ થઇ જતી. તરત અમે જાણી જતાં : હાં. મામાશ્રી પધાર્યા લાગે છે!

તરત જ અમારે લાઈનબંધ ઊભા રહેવું પડતું. મામા પોતાની ભૂરી ભૂરી આંખોથી અમારું નિરીક્ષણ શરૂ કરતા. ગમે કે ન ગમે, મામા અમારી છાતીઓમાં આંગળી ઘોંચી કહેતા : "એઇ! ટટાર ઊભી રહે. કેમ 'હ્યા ! દાંતબાંત સાફ કરે કે નહીં ? હં -સારું."

પછી એકાએક મા તરફ ફરી તે બરાડતા: "એઇ, આ છોકરાં-ઓને નારંગી ખવડાવ, નારંગી."

આમ બબડતા, ખિજાતા, તે મારકીટે પહોંચી જતા, અને ત્યાંથી નારંગીની પેટીઓ ખરીદી ઘેર રવાના કરતા.

માર્થામાસી નાકનું ટેરવું ચઢાવી કહેતાં : "ઉંહ ! ખાટી આમલી જેવી ! નારંગી તે કંઇ ખાવાની ચીજ છે ?"

મા કંઇ બોલતી નહીં. અમારે છોકરાંઓને મને કમને નારંગી ખાવી પડતી એ વાત ચોક્કસ.

સિગ્રિડ માસી કહેતાં: "મખ્ખીચૂસ; નારંગી મોકલવા સિવાય બીજું કંઇ મોકલવાનું એને સૂઝે છે ખરું ?"

જેનીમાસી બબડતાં: "એ બેટમજીને પૈસા શા માટે જોઇએ તે હું જાણું કની;" પછી આંખો નચાવતાં કહેતાં : "અરે ! બાટલી. બાટલી ! દારૂ !" અમને બાળકોને થતું-હં, આમ વાત છે રાજા !

ફિસમામા ઢીંચતા પણ ખરા!

બીજા પણ અનેક ભયંકર કામો મામાએ કરેલાં; દાખલા તરીકે ગોસાળના સંયુક્ત કુટુંબની, બધાની મનગમતી બે કીમતી ચીજો, એક પરદાદીમાની પરણતી વખતનો ઇસ્કોતરો, અને બીજું દારૂ પીવાનું-વાયકીંગ-શીંગડું, એ બે મામાએ કોઇને પૂછ્યા વગર વેચી મારેલાં !

આ સંબંધમાં માસીઓ ડરતાં ડરતાં તેમને પૂછવા જઈ,

ત્યારે તેમણે એવી તો ત્રાડ પાડી, કે તેમનાં હાંજા ગગડી ગયા. પછી બોલ્યાઃ "તમારા લોહીમાં નોર્વેના રાજાઓનું લોહી વહે છે, લોહી; જરા શરમાઓ, આવી નજીવી વસ્તુઓ માટે મરો છો તે! શરમાતાં નથી પૂછતાં?"

પછી મૌન. એ પૈસાનું તેમણે શું કર્યું, તે પૂછવાની કોઇની હિંમત ચાલતી નહીં!

ટ્રીનામાસીના લીધન સંબંધની વાત પણ જાણવા જેવી છે.

ટ્રીનામાસી કુંવારાં હતાં. તેમના માટે કોઈ પતિદેવ જ મળતા ન હતા. ભાગ્ય જોગે તેમની પિછાન થઈ મી. ટ્રિંકલસન સાથે. તે અત્યંત ગભરુ, માયાળુ માણસ હતા. મુલાકાત વખતે મામાએ તેમને એવા તો ગભરાવી માર્યા, કે ન પૂછો વાત!

મામાશ્રીએ એક પછી એક સવાલોનો બોમ્બમારો શરૂ કર્યોઃ "તમારું કુટુંબ કેવું છે? કેટલા માણસો છો? શું કમાઓ છો? ટ્રિનાને ખરેખર પરણવા માગો છો? કે પછી...હું?"

મિ. ટ્રિકલસન આ જુદા જુદા પ્રશ્નોના બોંબમારાથી માંડ માંડ છૂટયા હતા, ત્યાં તો મામા તેમનું બાવડું ઝાલીને રસોડામાં લઈ ગયા; અને પૂછી નાખ્યુંઃ "બોલો, પલ્લા પેટે શી રકમ ભરવાના છો?"

બધાંને ઘણું જ આશ્ચર્ય થયું કે ટ્રિનામાસીનાં લગન મામાએ કેવી રીતે નક્કી કરી નાખ્યાં!

પણ ફિસમામાએ સૌથી વધારે દુઃખ દીધું હોય તો તે માર્થા માસીને. અને અમને લાગતું કે માસી તેમને કોઇ દિવસ માફી આપશે નહીં.

માર્થામાસીનો દીકરો, મારો મસિયાઈ ભાઇ કોલસા ભરેલાં ગાડામાંથી ગબડી પડયો, અને ઘૂંટણ પર સખત વાગ્યું. માસીએ

તેને પોટિસ વિ. બાંધ્યું, પણ તેનો સોજો ઓછો થયો નહીં. તે ચાલતાં લંગડાતો હતો, અને કહેતો કે તેને ચાલતાં અત્યંત દુઃખે છે. માસી કહે: "તને વહેમ છે વહેમ. બધું બરોબર છે. ઠીક થઈ જશે."

પણ ક્રિસમામાની માન્યતા જુદી હતી. તેમણે આર્નીને લંગડાતો જોયો કે તેમના ક્રોધનો પારો ચઢી ગયો. અમને કોઇને ખબર પડે તે પહેલાં તો તેને ઇસ્પિતાલ લઈ ગયા, અને પગમાં પ્લાસ્ટર મરાવી દીધું, અને આ વાતમાં ન તો પૂછયું માસીને કે ન પૂછયું માસાને !

માસીને આથી ઘણો ગુસ્સો આવ્યો. તે કહેવા લાગ્યાં: "આ તે કંઈ વાત છે ? મામા દોઢ ડહાપણ કરે છે. હું કંઇ છેક ગગી છું ? અને મને છોકરાં સાચવતાં નથી આવડતાં ? બિચારાને કેટલું દુઃખ થયું હશે ? ચાર છોકરાંની મા છું હું, તે નથી જાણતો ? મોટો થયો છે તે!"

મામાને ખબર પડી, ત્યારે તે બોલ્યા: "તોબાહ પરમેશ્વર! સ્ત્રીઓની બુદ્ધિ તે પાનીએ જ....તે આનું નામ."

આર્નીએ મને ઇસ્પિતાલની વાત કરી હતી. તે કહેઃ "કેટ્રીન, મને બહુ જ દરદ થવા લાગ્યું ત્યારે મામા ગુસ્સામાં બરાડ્યા, 'અલ્યા એ, આમ શું બરાડે છે? બીજું કંઇ આવડતું નથી?' હું તો એવો બી ગયો કે ચુપ! મામા બોલ્યા, 'ચુપ થઈ જા. હુ તને કંઈક સંભળાવું.' એમ કહી મામા પોતાના બુલંદ અવાજે એક ગાયન લલકારવા લાગ્યા!"

મેં પૂછયુંઃ "ગાવા લાગ્યા? ખરેખર...? તને સ્વપ્નું તો નહોતું આવ્યું ને?"

તે બોલ્યોઃ "ના રે ના. બરોબર ગાતા હતા ને."

હું આશ્ચર્યમાં ડૂબી ગઈ. ક્રિસમામા અને તે ગાય ? પણ

અમે આ વાત કોઇને કહી નહીં, કારણ કોઈ તે માને એમ જ હતું.

ત્યાર પછી મામા ક્યાંક અદૃશ્ય થઈ ગયા. ઘણા લાંબા ગાળા પછી તેમનો પત્ર આવ્યો ત્યારે ખબર પડી કે તે કોઇ એક પહાડ પાસેના ગામમાં મરણપથારીએ પડ્યા છે.

જેનીમાસી આ વાત માનવા તૈયાર ન હતાં. એમની માન્યતા એવી હતી કે મામા એટલા ખરાબ હતા, કે મોત પણ તેમને અડકે નહીં.

માર્થામાસી બોલ્યાં: "પાપનું ફળ !"

મા બોલી: "ના રે, ના. હવે તે ઘરડા થયા છે. કોને ખબર, ભગવાનનું તેડું આવ્યું પણ હોય !"

ટ્રીનામાસી બોલ્યાં: "હિંમત રાખો, હિંમત ! આવે વખતે બોલવું સારુ તો ન કે'વાય, પણ બોલ્યા વગરેય રહેવાતું નથી. જુઓ–ન કરે નારાયણ અને કંઈક થાય તો, યાદ રાખજો–મારું પલ્લું તેમની પાસે લેવાનું છે. ભૂલતાં નહીં. મને એ સૌથી પહેલાં મળવું જોઇએ."

*

અમે સ્ટેશને પહોંચ્યાં. મામાના પાડોશી અમને તેડવા આવ્યા હતા. તે અમને મામાની વાડીએ–ખેતર પર લઇ ગયા. અમે બહુ સંકોચ, આદર અને શાંતિથી ઓરડા તરફ જતાં હતાં, ત્યાં તો મામા ત્રાડૂકતા સંભળાયા.

"દારૂ લાવ, દારૂ."

આ સાંભળી મા તો હેબતાઇ ગઈ. છતાં સ્વસ્થ થઈ ઓરડામાં દાખલ થઇ, અને મામાના હાથ પોતાના હાથમાં લઇ પંપાળવા લાગી.

મા બોલી: "મામા, હવે શાંત થાઓ. હવે કંઇ વળવાનું નથી."

મામાએ ક્યાંય સુધી મા તરફ જોયા કર્યું, પોતાનું માથુ

આમથી તેમ તકિયા ઉપર ફેરવતા તે બોલ્યા : "હિલે વેન-મિત્ર-હું મરવા નથી માગતો. હજુ તો મારે—" ત્યાં તેમની દૃષ્ટિ માસીઓ ઉપર પડી. તરત ટટાર થઈ માસીઓ તરફ વળી તે બરાડ્યા : "એટલે ? એટલે ? તમે સમજ્યા છો શું ? શું હું મરી જવાનો છું ?" પછી ઊભા થઈ કહે : "ટળો, અહીંથી ચાલ્યા જાઓ."

હું પણ માસીઓ સાથે જ ભાગી. મેં સાંભળ્યું : "છિઃ છિઃ બેસં તે બેસં. તેમની બુદ્ધિ પાની એ......."

અમે રસોડાની પાસેના ઓરડામાં શાંત બેઠાં હતાં. થોડી વાર પછી મા આવ્યાં. "ગયા ! બિચારા ગયા !" મા બોલી, અને બાપુજીના ખભા ઉપર માથું મૂકી રડવા લાગી.

ટ્રીનામાસીએ ગળું સાફ કર્યું. અને મા તરફ જોયું. માના હાથમાં એક જૂની ચિમળાયેલી નોટબૂક હતી.

ટ્રીનામાસી બોલ્યાંઃ "ઓહ ! વિલ છે આ ? ખલાસ ? પૈસા-બૈસા કંઈ નથી ?"

માએ માથું ધુણાવ્યું.

બધાં આશ્ચર્યમાં ડૂબી ગયાં. ક્યાંય સુધી શાંતિ રહી. ટ્રીનામાસી રૂમાલમાં મોઢું ઢાંકી રડતાં રડતાં બોલ્યાંઃ "હાય રે ! મારા પૈસા ગયા !"

સિગ્રિડમાસી વાઈકીંગ-શીંગડા–તથા ઇસ્કોતરા માટે રડવા લાગ્યાં; અને જેનીમાસી બબડયાં : 'મૂઓ દારૂડિયો !"

મા બોલી : "એમ નથી. પૈસા ક્યાં ક્યાં ખરચ્યા છે, તેનો ચોકખો હિસાબ છે."

માએ મને નોટબૂક આપતાં કહ્યુંઃ "વાંચ".

એ ગરબડિયા અક્ષર વાંચતાં મારો દમ નીકળી ગયો.

દરેક પાના ઉપર માણસનું નામ અને તેનું ખાતું.

હું વાંચવા લાગી :

"જોસેફ સ્પીનેલી, ચાર વર્ષનો. ડાબા પગમાં સડો. ખર્ચ ૨૭ ડોલર. હવે ચાલી ફરી શકે છે."

આગળ પાનું ઉથલાવ્યું : "જીમી કેલી નવ વર્ષ. પગ વાંકો. ખર્ચ ૪૩૩ ડોલર. ચાલી ફરી શકે છે."

એક પછી એક પાનાં ઉથલાવતી હું વાંચવા લાગી.

"એલા જેનસન, ૧૧ વર્ષ. ખર્ચ ૧૨૧ ડોલર"

"સેમ બર્નસ્ટીન, પાંચ વર્ષ. હાથીપગો રોગ. ખર્ચ ૪૧૫ ડોલર. ચાલે છે."

આવાં બીજાં ઘણાં નામો હતાં. વાંચતાં વાંચતાં મારું ગળું રૂંધાવા લાગ્યું. હું આગળ વાંચી શકી નહીં.

માએ એક દયાજનક દૃષ્ટિ માસીઓ તરફ ફેંકી. તે મક્કમતાથી બોલી: "અહોહો, કેવા પરગજુ!"

આ શબ્દોથી જાણે તે પોતાની બેનોને પૂછતી ન હોય–કે શું તેમનું ધારવું પણ એવું જ ન હતું?

સિગ્રિડમાસી ઊભાં થયાં. પોતાનો કોટ ખંખેરી બોલ્યાં: "ચાલો, ઘણું બધું કામ કરવાનું છે."

ટ્રીના માસીએ પોતાનો નાનો રૂમાલ વાટવામાં મૂકયો, અને બોલ્યાં: "ચાલો, કોફી કરી સૌને પાઉં."

માર્થામાસી આર્ની તરફ જોવા લાગ્યાં.

"કેટલી ભલમનસાઇ!" મા ફરીથી બોલી.

સૌથી મોટાં જેનીમાસીએ માનો હાથ દાબ્યો અને બોલ્યાં: "ઘણાં જ સારાં કામો કર્યાં."

એ સાંભળી બધી જ માસીઓએ ડોકું ધુણાવ્યું.

✡

## પ્રકરણ ૫

એ જમાનામાં કોઈએ માને પૂછયું હોત, કે 'તમારું મૂળ વતન કયું ?' તો હું ધારું છું કે તેણે તરત જ જવાબ આપ્યો હોત: "સાન ફ્રાંસિસ્કો"

પછી તરત જ, રખેને કોઈ ખીજવશે એમ ધારીને કહેત: "હું કહેવા માગું છું, જાણે મતલબ કે હું નોર્વેજિયન-પણ અમેરિકાની વતની છું"

પણ તેનું પ્રથમ કથન જ સત્ય હતું.

કારણ કે જ્યારે પહેલવહેલી, સહેજ ગભરાયેલી અને ડરતી તે આ નવા મુલકમાં ઊતરી ત્યારથી જ સાન ફ્રાંસિસ્કોનો પ્રદેશ તેના જીવનમાં જડાઇ ગયો.

માસીઓનું કહેવું હતું કે મા વારંવાર કહેતી: "આ અસલ નોર્વે જેવો જ પ્રદેશ છે."

ત્યારથી જ મા આ પ્રદેશને ખૂબ ચાહવા લાગી.

સાન ફ્રાંસિસ્કો વિષે પછી તો તેણે ખૂબ જાણ્યું. તાર ઓફિસે કયાંથી જવાય તે, તે જાણતી. માછીમારને ધક્કે વહાણો કયારે આવતાં, બે સ્ટ્રીટને નાકે ગરમાગરમ ચાની કીટલીઓ લઈ કયા છોકરાઓ ફરતા, લેંડ એંડ ઉપર પીળી અને વાદળી લ્યુપીન્સ કયાં મળતી, એ બધું તે જાણતી.

ત્યાંની ટ્રામો માને બહુ ગમતી. રવિવાર ત્યારે જ સારી રીતે

ઉજળ્યો ગણાતો જ્યારે તે બાપુજી સાથે અમને એક સ્થળેથી બીજે સ્થળે ટ્રામમાં સહેલ કરવા લઈ જતી.

બાપુજી અમને કહેતા: "તમારી બા જ્યારે આ દેશના વતની થવાના કાગળિયા ઉપર સહી કરવા કોર્ટમાં ગઇ ત્યારે દરેકે દરેક ગલીનું નામ દઇ. જજને તેણે છક કરી નાખ્યા હતા, છક!"

કોર્ટનો કલાર્ક કહેવા મંડયો : "આ બધાં નામોની કંઇ જરૂર નથી. તે વગરે ચાલશે."

અમારા ઘરથી ત્રીજી ગલીમાં એક અમેરિકન બાઇનો સ્ટોર હતો. માએ તેની મિત્રતા સાધી હતી, અને તેથી તે બાઈ માને સારામાં સારો માલ આપતી. ઘરડા જાડા સિંગ સાથે પણ માની દોસ્તી હતી અને ગ્રેટ એવન્યુ બઝારમાં તેની દુકાને ઊભી ઊભી મા કયાંય સુધી વાતો કરતી. તે ઘેર આવતી ત્યારે અમારે માટે ઝોળીમાં લિચી, નટસ કે એવું કંઇક કંઇક લાવ્યા વિના રહેતી નહીં. અમારામાંથી કોક માંદુ હોય તો પેલાં ચિનાઈ જળચિત્રોનું પાકીટ લીધા વિના આવતી નહીં.

બાપુજી તેને ચીડવતા. કોઈ વાર કહેતા : "ઓહો ! પણ આ સાન ફ્રાંસિસ્કો જ આખું જગત નથી, હોં !"

પણ માને મન તો એમ જ હતું, એનું જગત આખું જાણે સાન ફ્રાંસિસ્કોમાં સમાઇ જતું !

× × ×

બાપુજી ઘણા વખતથી નિયમિત કામે જતા હતા, એટલે થોડા પૈસા ભેગા થયા હતા. મને યાદ છે કે એક દિવસ મા બોલીઃ "હવે થોડા જ દિવસમાં તમારે ભાઈ કે બેન આવશે."

આ અરસામાં એક મોટી વાડી–ને ઘર વેચનાર દલાલ બાપુને ભેટી પડયો. અને એક વેરાન પ્રદેશ જે અખાતથી સહેજ દૂર હતો તે વેચવા આંટાફેરા મારવા લાગ્યો. તે કહેઃ "અરે સાહેબ! થોડા

પચા શરૂઆતમાં આપવાના—બાકીનું હપ્તે હપ્તે જેમ ઘરનું ભાડું ભરો તેમ આપવાનું, સાહેબ. તેમાં પાંચ એકરમાં તો ફળોનું વાવેતર છે. સ્વચ્છ સૂર્યપ્રકાશ–અને ધુમ્મસનું તો નામ જ ના મળે."

માને આ ન ગમ્યું. તે બોલી: "ધુમ્મસ હોય તો સારું. તેનાથી તો તબિયત સુધરે."

તે બોલ્યો: "પણ બેન! તમારાં બાળકોને રોજ ઇંડાં ખાવા મળશે. ને દૂધની તો રેલમછેલ!"

બાપુજીએ પૂછ્યું: "ત્યાં ગાય છે?"

તે તરત જ બોલ્યો: "ના સાહેબ, ગાય તો નથી, પણ ચાર બકરાં છે, ચાર!"

મેં જોયું, માનું નાકનું ટેરવું ચઢેલું હતું.

બાપુજીએ કહ્યું: "અરે, આપણી પોતાની માલિકીની જમીન થાય. આમ ક્યાં સુધી સુથારનો ધંધો કર્યા કરીશ?" પછી તો અમે પણ માને સમજાવવાનું શરૂ કર્યું–ત્યારે માએ માંડ માંડ હા પાડી.

*

શરૂઆતમાં તો કેવી મઝા પડતી! અમે બાપુજીને ઝાડો કાપવામાં મદદ કરતાં. નાનું ઘર હતું. તેનું છાપરું ઠીકઠાક કરવામાં અમે મદદ કરી. પાસે કૂવો હતો, ત્યાંથી પાણી ભરી ભરીને ઘેર લાવવાની કેવી મઝા પડતી? લાકડાં પણ અમે હાથે ફાડતાં. મને યાદ છે કે મરઘાનો વાડો સાફ કરતાં નેલ્સ અને મને કેટલો બધો વખત લાગ્યો હતો! ડિગ્માર માને શાકભાજીનો વાડો બનાવવામાં મદદ કરતી. ક્રિશ્ચાઇન અને હું વારાફરતી બકરીઓને દોહવાનું કામ કરતાં.

પણ શિયાળો આવ્યો, ત્યારે આ સ્થાને રહેવાનો ઉત્સાહ

એકાએક ઊડી ગયો. રાત પડી જાય, ઊંઘ આવતી હોય, છતાં ઊજમાં ને ઊંઘમાં કામ કરવાનું અમને જરાયે ગમતું નહીં. સવારે વહેલા ઊઠી દીવાના પ્રકાશમાં સવારનો નાસ્તો પતાવી, પગ ઢસડતા અમારે દૂરદૂરની નિશાળે જવું પડતું.

" છી !" અમે બબડતા—અને અમને અમારું જૂનું ઘર યાદ આવતું. દિગ્મારને બગીચામાં ઝૂલવાનું, તથા ટટ્ટુઓ ઉપર બેસી ફરવાનું યાદ આવતું. અને નેલ્સને શહેરનું પુસ્તકાલય વારંવાર યાદ આવતું. ત્યાં કેટલાં બધાં પુસ્તકો હતાં ! તે વાંચવાની કેવી મજા આવતી ?

ક્રિશ્ચાઈન તથા મને ફરવાનું યાદ આવતું. અમારા સ્કેટીંગના જોડા કાટ ખાતા હતા. અમને એ દિવસો યાદ આવતા, જ્યારે શનિવારે સાંજે લોઢાના જોડાને તેલ લગાડી . અમે તેયાર કરતાં, અને તે પહેરી બરફના રસ્તા ઉપર લસરવા નીકળી પડતાં.

પણ મા ફરિયાદનો એક અક્ષર પણ કાઢતી નહીં. તે કેટલી યે વાર બારીમાં સૂનમુન ઊભી પશ્ચિમ તરફ એક ટસે જોયા કરતી નજરે પડતી.

બાપુજી સવારસાંજ ખૂબખૂબ કામ કરતા. પણ—

અમારા ફળના બગીચામાં વાવેલ વૃક્ષો અને અમારો સુંદર બગીચો હિમમાં નાશ પામતો હતો ! અમારી પાસે એટલા પૈસા ન હતા, કે બીજી કોઈ રીતે તેનું રક્ષણ કરી શકીએ !

પછી વળી મરઘાંનાં બચ્ચાંમાં એક પ્રકારનો રોગચાળો ફેલાણો, ને તે ટપોટપ મરવા લાગ્યાં ! થોડીક મરઘીઓ બચી, પણ તેમણે ઈંડાં મૂકવાનું બંધ કર્યું !

માત્ર બકરાં તંદુરસ્ત રહ્યાં, અને એમનો વંશવેલો વધવા લાગ્યો. મા તેમના દૂધમાંથી પનીર બનાવતી, અને તે અમને ઠીક ઠીક પ્રમાણમાં ખાવા મળતી.

અમારા જીવનમાં પહેલી વાર નાતાલમાં અમને શહેરની મોટી મોટી દુકાનો તથા તેની બારીઓમાં સજાવેલી સુંદર વસ્તુઓ જોવાની તક ન મળી. અમારા લખસવાના જોડા સાથે બાપુજીનાં સુથારનાં ઓજારો પણ માળ ઉપર કાટ ખાતાં પડયાં રહ્યાં!

બેસતા વર્ષની રાત્રે અમને જાગરણ કરવાની છૂટ મળી. માએ અમારે માટે મીઠો સૂપ બનાવ્યો. અને બાપુજીએ પ્રાર્થના કરી. કૉફી પીતાં પીતાં તેમણે દુવા દીધી.

મધ્યરાત્રિએ માએ આંગળી ચીંધી કહ્યું: "બાળકો, સાંભળો."

પણ અમને તો કંઇ સંભળાતું ન હતું.

મા બોલી: "ઘંટારવ! સાન ફ્રાંસિસ્કોમાં સિસોટી અને ઘંટનો અવાજ સંભળાય છે."

બાપુજીના મોઢા ઉપર ચિંતા દેખાણી. તે ધીમેથી બોલ્યા "એ તો ઘણે દૂર છે. તને વહેમ છે."

મને લાગે છે કે આ વખતે માની આંખમાં આંસુ હતાં. કદાચ મારી ભૂલ પણ હોય—કારણ મા કોઇ દિવસ રડતી નહીં.

બાપુ ગંભીર થઇ બોલ્યા: "સુથારે ખેડૂત બનવાનો પ્રયત્ન કરવો એમાં માલ નથી."

મા બોલી: "આવું તે બોલાતું હશે?"

પણ બાપુજીને હવે રસ રહ્યો ન હતો. તેથી બીજે દિવસે તેઓ પેલા દલાલને મળવા ગયા પણ તે મહાશયે અમારા ખેતર સંબંધમાં હવે કંઇ રસ બતાવ્યો નહીં. તેથી બાપુએ નેલ્સ મારફત છાપામાં જાહેરખબર પણ આપી, પણ કંઇ વળ્યું નહીં.

માત્ર એક જ જવાબ આવ્યો હતો, સોંડરમેન નામના માણસનો. તેમને આ જગા ગમી ગઈ ખરી. તે બોલ્યા: "પણ સૌથી પહેલાં સ્ટેનર સ્ટ્રીટમાંનું મારું મકાન હું વેચી નાખવા માગું છું. બહુ

બધા ઓરડા છે અને અમારાં બાળકો મોટાં થઈ જુદાં રહે છે, તેથી એવડા મોટા મકાનમાં અમને ગમતું નથી."

અગિયાર ઓરડાનું મકાન તો ઘણું મોટું કહેવાય અને એ મકાન ખરીદવાના પૈસા અમારી પાસે સ્વપ્નમાં યે ન હતા !

પણ મા કોઈ દિવસ નિરાશ થાય તેવી ન હતી. તેણે શહેરમાં જઈ સ્ટેનર સ્ટ્રીટનું પેલું મકાન જોઈ સોંડરમેન સાથે વાટાઘાટ કરવાનું શરૂ કર્યું.

આજ અરસામાં જેનીમાસી અમારે ઘેર પધાર્યાં. તે આનંદથી બોલ્યાં : "થોડા દહાડા તમારે ત્યાં રહેવા આવી છું." તેમણે અમને જણાવા ના દીધું કે અમારે ત્યાં નવું બાળક જન્મવાનું છે તેથી તે મદદ કરવા આવ્યાં હતાં.

માએ તરત જ કોફી બનાવી કાઢી. પછી જેનીમાસી, બાપુ અને મા રસોડાના ટેબલ પાસે બેસી ગપ્પાં મારવા લાગ્યાં.

જેનીમાસીએ પૂછ્યું : "અરે, છોકરાંઓ, આવાં કેમ થઈ ગયાં છો ?"

માની આંખોમાં દુઃખ હતું, પણ તરત તે બોલી : "કેમ ? કેવાં લાગે છે ?"

જેનીમાસી બોલ્યાં : "જરા એમનાં મોઢાં તો જુઓ."

માએ અમારી સામે જોયું, અને ધીમે રહીને બોલી: "હં–ખરું. તેઓને અહીં મજા પડતી નથી."

જેનીમાસી પાડોશીઓની વાતો કરવા લાગ્યાં: "પેલા એન્ડરસન યાદ આવે છે ? તેઓ કેસ્ટ્રો સ્ટ્રીટમાં રહેવા લાગ્યા છે. પેલા મીસ્ટર પીટર લારસનને હાઈસ્કૂલનું ફરનીચર બનાવવાનો કોન્ટ્રાકટ મળ્યો છે. તે કહેતા હતા કે બાપુ હોત તો કામની દેખરેખ માટે તેમને જ રોકી લેત."

બાપુ પોતાનો માટીથી ખરડાયેલો હાથ બતાવતા બોલ્યા: "ફરીથી આ હાથે સુથારી ઓજારો પકડવાનું થાય તો કેવું સારું! તાજા નવા લાકડાની સુગંધ કેટલી મીઠી લાગે. ઓહ!"

મા એકાએક ઊભી થઈને બોલી: "જેનીબહેન, સોંડરમેનવાળું ઘર અગિયાર ઓરડાનું છે. સુંદર બોર્ડિંગ હાઉસ બની શકે, નહિ!"

જેનીમાસી હસીને બોલ્યાં "વિચાર સરસ છે. પણ બહેનજી, તમને એ બધું કરવા માટે વખત ક્યાં છે?"

મા બોલી: "હમણાં નહીં તો પછી. વળી છોકરાં. તેના બાપ હું–સૌ મળીને કામ કરીશું."

જેનીમાસી બોલ્યાં: "અશક્ય–અસંભવિત–વળી ત્યાં ફરનીચર ચાર ઓરડા જેટલું જ છે."

મા બોલી: "જેનીબહેન, એ તો વધારે બનાવી લેવાય. પીટર લારસનને ત્યાં કામ કરતાં કરતાં એ વધારે ફરનીચર ના બનાવી શકે?"

જેનીમાસીએ ડોકું ધુણાવ્યું–જાણે કે આ બધું તદ્દન અશક્ય હોય!

મા મક્કમતાથી બોલી: "મી. સોંડરમેનને અમારી આ જગા ગમે છે અને વાટાઘાટથી બધું પતે એમ છે. મીસીસ સોંડરમેનને પણ આ સ્થળ ગમે છે."

બાપુ એકાએક હસવા લાગ્યા. કેટલા મહિના પછી આજે એમના મોઢા ઉપર હાસ્ય ફરક્યું! તે બોલ્યા: "બિચારા ઘરડા સોંડરમેનને બકરાં ગમે છે બકરાં—"

મા અને બાપુએ ક્યાંય સુધી સામસામું જોયા કર્યું. પછી બાપુ રસ્તા ઉપર આવેલા ટેલિફોન પર ફોન કરવા ઊપડયા. તે પાછા ફર્યા ત્યારે એમનું મોઢું ચમકતું હતું. તે બોલ્યા: "ફત્તેહ! જતી ગયું!"

પછી તો બારીઓ ઉપરથી ઓજારો ઉતારી, ઉત્સાહમાં આવી જઈ, ઓજારો તીણાં બનાવવા લાગ્યા.

આનંદમાં આવી જઇ મા બોલી: "વાહવાહ! ઊપડી જઇએ, આજે જ ઊપડી જઇએ." પછી એક પછી એક હુકમ છોડવા માંડી: "નેલ્સ, બધી પેટીઓ બાંધવા માંડો તો."

જેનીમાસી બોલ્યાં: "થોભો, થોભો—આટલી ઉતાવળ શા માટે? પૂરો વિચાર કરીને કામ કરો."

મા ફરીથી બોલી: "આજે જ ત્યાં જવાનું છે." તે ઊભી થઈ વાસણ ભેગાં કરવા મંડી.

એ જોઈ કૉફી પીતાં પીતાં જેનીમાસી તો હબાઈ જ ગયાં. તે બોલ્યાં: "નરી મૂર્ખતા! આવી મૂર્ખતા તે કરાતી હશે? આમ એકાએક જવાતું હશે? તમારી હાલત તો જુઓ."

માના અવાજમાં એક વિચિત્ર રણકો હતો. તે બોલી: "ના—ના—આજે જ જવાનું છે. હમણાં જ. ઘર ખાલી છે, સોંડરમેન પોતાનો બધો જ સામાન ખાલી કરી પોતાના દીકરાને ત્યાં લઈ ગયા છે."

જેનીમાસી પૂછવા લાગ્યાં: "પણ તમે આ સ્થળે આટલી બધી મહેનત કરી છે! આવો મોટો બગીચો, ખેતર! એના બદલામાં તમને શું મળે છે?"

મા બોલી: "શાંત સાન ફ્રાન્સિસ્કોમાં—મોટા શહેરમાં મોટું ઘર. તે ઉપરાંત બકરાનું આટલું બધું પનીર." કહી તે હસવા લાગી.

મોડી સાંજે બાપુ અમારો છેલ્લો પટારો મિ. સોંડરમેનના ઘરમાં લઈ આવ્યા. હવે એ ઘર અમારું હતું. હવે એ ઘરમાં અમે રહેવાનાં હતાં.

માએ કહ્યું: "નેલ્સ, જા બાપુ, તારે લાયબ્રેરીએ જવું હોય તો; અને છોકરાંઓ, તમે બધાં રમવા જાઓ."

કેટલા ઉત્સાહ અને આનંદથી અમે બધે ફરવા લાગ્યાં! ફરતાં ફરતાં અમે વિચાર કરવા લાગ્યાં કે કાલે શું કરીશું?

અંધારું થયું એટલે અમે ઘેર આવ્યાં. ખાવાનું તૈયાર હતું. બધી માસીઓ પણ હાજર હતી.

જેનીમાસીએ અમને સમાચાર આપ્યા. તે બોલ્યાં: "બહેન, તારે એક નાની બહેન આવી." કહી તે અમને માના ઓરડા તરફ દોરી ગયાં.

બહુ જ હળવે હળવે અમે માના ઓરડામાં દાખલ થયાં. કેટલું મધુરું હાસ્ય માના મોઢા ઉપર હતું! તેણે કામળો ઊંચો કરી ઢીંગલી જેવી નાની બહેન અમને બતાવી.

ધીરેથી મા બોલી: "આનું નામ કરેન."

બાપુના મોં ઉપર પણ આનંદ છવાયેલો હતો. હસતાં હસતાં તે દીવાલો ઉપર અમારાં જન્મતારીખનાં સર્ટિફિકેટોની ફ્રેમો લટકાવતા હતા.

સિગ્રિડમાસી મા માટે સૂપ લઈને આવ્યાં. તે બોલ્યાં: "બેન, તારાં બધા જ છોકરાં આ શાંત સાન ફ્રાન્સિસ્કોમાં જ જન્મ્યાં, એ જરા નવાઈ જેવું નથી લાગતું?"

જેનીમાસી સહેજ ગુસ્સામાં બોલ્યાં: "નવાઈ? શેની નવાઈ!"

મા આનંદથી બોલી: "સરસ! કેટલું સરસ!"

## પ્રકરણ ૬

સ્ટેનર સ્ટ્રીટના નવા મકાનમાં અમે રહેવા લાગ્યાં, પણ અમને નવું નવું લાગતું હતું. જાણે નવું જીવન જ શરૂ કરતાં ના હોઇએ !

આવડું મોટું ઘર, બે માળ, દાદરા, માળિયું,–એ બધું અમારે માટે નવું હતું. મોટા, ઊંચી દીવાલવાળા ઓરડાઓ ઉપરાંત બે મોટા હોલ હતા. એક મોટું રસોડું હતું. પાછળના ભાગમાં એક વરંડો પણ હતો, જેને બાપુજી બંધ કરવા માગતા હતા.

જેનીમાસીને પણ છેવટે કબૂલવું પડયું, કે આ મકાનમાં સુંદર બોર્ડિંગ હાઉસ થઇ શકે.

બધા ઓરડાને સુસજ્જ કરવાની માની યોજના તદ્દન સાદી હતી. ચાર ઓરડા માટે તો પૂરતું ફરનીચર હતું જ. ત્રણ ઓરડામાં અમે રહેવાનાં હતાં. અને ચોથો ઓરડો ભાડે આપવાનો હતો. આ ચોથા ઓરડાના ભાડામાંથી પાંચમા ઓરડાનું ફરનીચર તૈયાર કરવું, એવી માની યોજના હતી.

આ પ્રમાણે એક પછી એક ઓરડો ભાડે આપવાનું માએ વિચાર્યું.

માની ઉંચાઇ સારી હતી. એ જ અરસામાં મને પણ લાગવા માંડયું કે હું મોટી થઈ છું. મારું ધ્યાન હવે મારા પ્રત્યે જવા લાગ્યું; અને ઘરમાં હું પણ કંઇક છું, એવું મને લાગવા માંડયું.

લોકો હવે મને કેથરિન કહેવા લાગ્યા; માત્ર ઘરમાં જ મને કેટ્રીન કહેતા.

ત્યાં છોકરીઓ માટે થોડીક જ શાળાઓ હતી, તેમાં વિન્ડ-ફર્ડની શાળા સૌથી પાસે હતી. અમારાં પાડોશી મીસીસ કારબોએ જાણ્યું કે હું તે શાળામાં ભણવા જવાની છું, ત્યારે તે બહુ રાજી થયાં, અને મારા સારા નસીબ માટે અભિનંદન આપવા લાગ્યાં.

તે બોલ્યાં: "અરે! ઘણી સરસ શાળા છે બાઈ, ચોપાસ એનાં વખાણ થાય છે. એમાંથી પાસ થયેલી છોકરીઓ બહુ નામના કાઢી પ્રખ્યાત બની જાય છે."

મીસીસ કારબોને ચીપી ચીપીને બોલવાની ટેવ હતી. તેમને આ વાતની સંપૂર્ણ ખાત્રી હતી, કારણ કે તેમણે પોતે પણ ત્યાં શિક્ષિકા તરીકે કામ કર્યું હતું.

માને પણ ખબ આનંદ થયો. તે માનતી હતી કે, અમે બહેનો આવી મોટી શાળામાં ભણી નામના મેળવીશું.

ક્રિશ્ચાઇનને છોકરીઓની નિશાળ ગમતી હતી. પણ મને... મને તો છોકરાઓની જ નિશાળ ગમતી! તેમની સાથે રમવાની કેવી ગમ્મત આવતી! વળી જ્યારે દાખલા વગેરે કંઈ ન આવડે ત્યારે કોઇ હોશિયાર વિદ્યાર્થી ગણી પણ આપે.

પણ આપણું કંઈ ચાલે તેમ ન હતું. તેથી મનને એમ સમ-જાવ્યું કે વિન્ડફર્ડની શાળા જરૂર ગમશે.

હું હોશિયાર વિદ્યાર્થિની ગણાતી. બબ્બે ધોરણો મેં એક સાથે કર્યાં હતાં. તેથી મને ત્યાં ફાવશે અને મજા આવશે એમ હું માનવા લાગી.

મા તો નવા બાળકના જ કામમાં પરોવાઈ રહેતી. હું મોટામાં મોટી દીકરી; તેથી દિગ્મારને તથા ક્રિશ્ચાઈનને દાખલ કરાવવાનું કામ મને સોંપવામાં આવ્યું

તૈયાર થઈ નવાં કપડાં પહેરી સોમવારે સવારે અમે નિશાળ તરફ ચાલ્યાં.

વિન્ડફર્ડના પ્રિન્સિપાલનું નામ હતું મિસ ગ્રાઇમ્સ. લાંબુ કદ, ધોળા સફેદ, સુંદર વાળ, અને સાવ સુક્કલકડી!

ઊંચા કોલરનું જાકીટ, અને કાળો ઝભ્ભો એમણે પહેર્યો હતો. સોનેરી સાંકળીવાળાં ચશ્માં આંખે ચઢાવેલાં હતાં.

જેવી હું તેમની સામે જોવા લાગી કે મિસ ગ્રાઈમ્સ બરાડ્યાં: "એય! શું જુએ છે ટગર ટગર! સભ્ય, સંસ્કારી છોકરીઓથી આમ જોવાય?" હું તો હેબતાઇ ગઇ!

અમારું આગમન તેમને જરા ય ગમ્યું લાગ્યું નહીં.

થોડી વાર પછી તે બોલ્યાં: "એંહ! ક્યાંથી આવો છો?"

મેં અમારાં નામ કહ્યાં, ત્યારે કંઇક તિરસ્કારથી તે બોલ્યાં: "સ્વીડનનાં છો?"

મેં કહ્યું: "નહીં જી, નોર્વેના."

ખભો ધ્રુજાવી તે બોલ્યાં: "સ્વીડન કે નોર્વે બધું એકનું એક જ!"

હું બોલી: "ના સાહેબ, એક નહીં."

પણ તેમનો ચહેરો જોઇ હું તો થીજી જ ગઈ!

તે બોલ્યાં: "ચુપ રહે! બકવાદ બંધ કર. નોર્વે કે સ્વીડન એ બધું એકનું એક જ કહેવાય."

હું કેમ કરીને સમજાઉં કે નોર્વે અને સ્વીડન એક ન કહેવાય? તે જ ક્ષણે મારી શ્રદ્ધા ઓસરી ગઈ. મને થયું કે આ બાઈ ભલે બહુ ભણેલી હશે, પણ એને એટલી ખબર નથી કે નોર્વે અને સ્વીડન એ બે જુદા જુદા દેશો છે. આ સમજાવવા માટે તો ફિસમામા જોઇએ. આવે પ્રસંગે તે બરાડીને બોલ્યા હોત: "નોર્વેના લોકોમાંથી મગજ અને બુદ્ધિ કાઢી લ્યો એટલે બને સ્વીડનના લોકો. કંઈ સમજાય છે કે મગજમાં ભૂસું ભર્યું છે?"

એ જ વખતે એક બીજા શિક્ષિકા બહેન પ્રિન્સિપાલની ઓફિસમાં આવ્યાં. એ પણ લાંબાં, અને પાતળાં હતાં. એમણે પણ એવો જ પોશાક પહેર્યો હતો. એમના મોઢા ઉપર આછું સ્મિત હતું.

મિસ ગ્રાઇમ્સે ક્વીનાઇન પીધું હોય તેવું મોઢું કરી કહ્યું: "જુઓ મિસ લાયન્સ, આ ત્રણ નવી બલા—"

મિસ લાયન્સ બોલ્યાં: "કેટલું સરસ! આપણા વિદ્યાભવનમાં એકી સાથે ત્રણ નવી વિદ્યાર્થીનીઓ!"

નાકનું ટેરવું ચડાવી મિસ ગ્રાઇમ્સ બોલ્યાં: "ચુઉઉપ! મોટું વિદ્યાભવન!"

"કોઇ આવે વેનિસથી, કોઈ આવે નોર્વેથી—અને આ મૂર્ખીએ આવી છે સ્વીડનથી! ઊહ!!"

મેં બહુ ધીમેથી ઉચ્ચાર્યું: "નોર્વેથી."

મિસ ગ્રાઇમ્સ ફરીથી બોલ્યાં: "વિન્ડફર્ડ શાળાના પ્રિન્સિપાલ તરીકેની મારી આખી કારકીર્દિમાં આવો ખરાબ વખત મેં કોઇ દિવસ જોયો નથી. મને યાદ છે—એક જમાને આ મહાન શાળામાં ઉચ્ચ કુટુંબની કન્યાઓ જ દાખલ થતી અને હવે? કાલથી આમાં દાખલ થશે હબસીઓ અને..."

ધ્રૂજતાં ધ્રૂજતાં પણ મેં દિગ્મારનો હાથ પકડી રાખ્યો, અને ભગવાનનો પાડ માનવા લાગી કે તેણે મને હબસી કૂળમાં જન્મ આપ્યો ન હતો!

મેં છાનામાના કિશ્ચાઈન તરફ જોઇ લીધું. પણ તેનું ધ્યાન તો બારીમાંથી દેખાતા દૂરદૂરનાં દશ્યો તરફ હતું. તેના મોં ઉપર કંઇ પણ ભાવ મેં જોયો નહિ. મને તેની ઇર્ષ્યા આવવા લાગી, કે ભગવાને મારું મન તેના જેવું ઘડયું હોત તો કેવું સારું?

એક મોટા ચોપડામાં મિસ આર્મ્સે અમારાં નામ લખ્યાં. પછી મહાન થાક લાગ્યો હોય તેમ બોલ્યાં: "હિમ્માર, પહેલું ધોરણ; ક્રિશ્ચાઈન—બાપ રે ! કેવાં વિચિત્ર નામો માબાપો પોતાનાં છોકરાંનાં આપે છે ? હં-તો તે છોડી મિસ ડાનરના વર્ગમાં અને આ મોટી છોડી મિસ સ્કેનલનના વર્ગમાં."

મિસ લાયન્સ સાથે હું ક્રિશ્ચાઈન અને હિમ્મારને તેમના વર્ગોમાં પહોંચાડી આવી. પછી અત્યંત કચવાટ, અને અનિચ્છા સાથે મેં પેલા ઓરડાનું બારણું ખોલ્યું, જેના ઉપર લખ્યું હતું: 'મિસ સ્કેનલન; ધોરણ આઠમું અ'.

બાપ રે ! કેટલી બધી છોકરીઓ ? બધી જ ટગર ટગર મારી સામું જુએ. જેવી હું મિસ સ્કેનલનના ટેબલ બાજુ ચાલવા લાગી તેવો મારા નવા જોડાનો ચરચર અવાજ ઓરડાની શાંતિનો ભંગ કરવા લાગ્યો.

તે સાંભળી કોઇ છોકરી ખી....ખી....કરી હસવા લાગી. શરમથી મારું મોઢું લાલચોળ બની ગયું. આ શરમે મારા જીવનમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, અને મને ઘણું દુઃખ દીધું છે.

મારા હાથમાં મારું સર્ટિફિકેટ હતું. ગભરાટમાં તે પડી ગયું. નીચા વળી મેં તે પકડયું. ફરીથી તે પડ્યું. હવાનું એક ઝાપટું આવ્યું ને તે ઊડવા લાગ્યું ! દોડીને પકડવા જાઉં, ત્યાં તો આખો ઓરડો ખડખડાટ હસી પડયો.

મિસ સ્કેનલન બરાડયાં: "છોકરીઓ !"

પછી તેમણે મને ઇશારાથી છેલ્લી પાટલી ઉપર બેસવા કહ્યું, અને હાશ કરતી હું છેલ્લી પાટલી પર લગભગ ફસડાઇ પડી.

મિસ સ્કેનલનનું ભાષણ શરૂ થયું: "આશ્ચર્યની વાત છે કે આજે આ વર્ગમાં એક નવી છોકરી દાખલ થાય છે. કારણ તમે સૌ જાણો છો. આપણી શાળાની બાળાઓ નીચલા ધોરણથી ઉપલા

ધોરણમાં ચઢતી આવે છે. પણ તમારે આ શાળાનો આદર્શ ભૂલવો જોઈએ નહીં. તમે બધાં છો આદર્શ સભ્ય....બાનુઓ."

આખું મોઢું વધારે લાલચોળ બન્યું. અને મને થયું: "આ મહાન શાળાની પ્રણાલિકાનો તથા શિસ્તનો મેં લાખલ થઈ ભંગ કર્યો છે !"

મારા વર્ગની વિદ્યાર્થિનીઓએ મારા તરફ જરા યે પ્રેમભાવ દાખવ્યો નહીં. એક બાજુ બેઠેલી એક કાળી છોકરીએ જ મારા તરફ સ્મિત કર્યું. નાની છુટ્ટીમાં તે મારી પાસે આવી લાગી. બોલી: "નામ કારમેલિટા વેનેટી. હું પણ નવી છું."

તે આમ બોલી તે મને બહુ ગમ્યું. મને સાંત્વન આપતાં બોલી : "આ વર્ગની છોકરીઓ બધી એવી જ છે. તેમની દરકાર કરશો નહીં. તે બધી અભિમાનની પૂતળીઓ છે."

મેં કહ્યું : "એમ?"

તે બોલી: "બધીઓ સ્વર્ગમાંથી અવતરી હોય તેમ વરતે છે!"

મેં પણ જોયું કે તેમનાં સૌનાં કપડાં મારા કરતાં ચઢિયાતાં હતાં. વળી હું તેમની પાસે થઈને જવા લાગી, ત્યારે તેઓ એકબીજાના કાનમાં ફુસ ફુસ કરી....હો....હો....હો....કરીને હસવા લાગી.

કારમેલિટા બોલી : "હેસ્ટર પ્રિન અને મેડ લાઇન કાર્ટરાઈટ બંને મળીને આખો વર્ગ ચલાવે છે. થોડુંક પેલી મૂર્ખી સ્કેનલન પણ શીખવે છે. હેસ્ટરની મા આ શાળાની જ વિદ્યાર્થિની હતી. કેટલાંયે વર્ષો પહેલાં અહીં ભણેલી. અને મેડલિનના બાપા મોટા માણસ છે!"

મેં કહ્યું: "એમ?"

ફરીથી અમે વર્ગમાં દાખલ થયાં ત્યારે મને થયું કે કારમેલિટાની બધી જ વાત સાચી નહીં હોય. આ બધી છોકરીઓ આજે

આમ વરતે છે કારણ કે આ મારો પહેલો દિવસ છે. મને ઓળખતી થશે ત્યારે આમ નહીં વરતે.

પહેલો દિવસ પૂરો થવાની તૈયારીમાં હતો. આખા દિવસમાં એક ક્ષણ એવી આવી જ્યારે મારું મન આનંદથી છવાઈ ગયું. કેટલાક સવાલો મારા સિવાય કોઈને ન આવડ્યા! લોરેન્ઝોનો જન્મ ક્યાં થયો હતો, અને રશિયાની નિકાશ શું?—એ પ્રશ્ન મારા સિવાય કોઈને આવડયો ન હતો, તેથી મને ખૂબ ખૂબ આનંદ થાય એ સ્વાભાવિક હતું.

શાળા છૂટવાની તૈયારી હતી. અમારી ચોપડીઓ વિ. અમે ગોઠવી રહ્યાં હતાં. ત્યાં એકાએક નાની દિગ્માર ઓરડામાં ધસી આવી. તે ધીમેથી બોલી: 'કિશ્ચાઈન, કેટ્રીન, મારે ઘેર જવું છે."

મારી પાટલી ઉપરથી મેં દિગ્મારનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો, પણ ત્યાં તો મિસ સ્કેનલન ધસી આવ્યાં: "આહા, આ તો જાણે પરી જ છે!" તેમના શબ્દોમાં કટાક્ષ અને હાસ્ય હતાં. પછી વર્ગ તરફ ફરી તે બોલ્યાં: "અહા! કેવી સુંદર, મઝાની પરી છે, નહીં?"

બધી છોકરીઓ બોલી: "હા જી."

મારો હાથ હલાવતી હું બોલી: "તેને છોડો ને, મિસ સ્કેનલેન."

તેમણે હુકમ છોડયો: "તું તારી જગાએ ગુપચુપ બેસી રહે, છોકરી."

પછી દિગ્મારને પૂછ્યું: "શું નામ છે તારું, ઢીંગલી?"

તે બોલી: "દિગ્માર; પણ....પણ મારે ઘે...એ....ર જવું છે!"

મિસ સ્કેનલન તેને ચીડવવા લાગ્યાં: "ઓહ! તો શું હું તને ચોરી જવાની છું?"

આકુળવ્યાકુળ, હાથ મસળતી નાની દિગ્માર બોલી: "ઓહ, કેટ્રીન? ક્યાં છે કેટ્રીન?"

મિસ સ્કેનલન બોલ્યાં: "ઓઈ, કેથરિન ? કેટ્રીન નહીં–બોલ, કેથરિન...થ....થ...થ...ઇ નહીં."

હવે મને લાગ્યું કે ડિગ્મારને.......અને તેથી હું ડિગ્માર તરફ ખસી અને બોલી: "મિસ સ્કેનલન, મહેરબાની કરી એને જવા દો. આ એનો પહેલો દિવસ છે. તેને કદાચ..............."

પણ મિસ સ્કેનલને તો ડિગ્મારનો હાથ એવો મજબૂત પકડી રાખ્યો કે ન પૂછો વાત ! તે મક્કમતાથી પણ માયાળુપણે બોલ્યાં: "ના...ના...ના...પોતાની બેનનું નામ શુદ્ધ ઉચ્ચારથી બોલશે ત્યારે જ છોડીશ"

બિચારી ડિગ્માર હાથ મસળતી, પગ પછાડતી રડવા જેવી થતી બોલી: "પણ...પણ કેટ્રીન–મારે જલદી ઘેર જવું છે."

મિસ સ્કેનલન છોડે તેમ ન હતાં. તે બોલ્યાં: "પહેલાં બોલ –કેથરિન–જો આમ....દાંત તળે જીભ મૂક...થ...થ...થ."

મેં જોરથી કહ્યું: "પણ મને બધા ઘેર કેટ્રીન જ કહે છે–નોર્વેજિયન ભાષા."

પણ તરત જ મિસ સ્કેનલને મને તોડી પાડીને કહ્યું: "પણ બેન બા ! આપણે અમેરિકન ભાષા શીખવી છે. નહીં કે...? કેમ ડીંગલી, ખરું ને ?"

પણ બિચારી ડિગ્માર હવે પંડને રોકી શકી નહીં; ફાટેલી આંખે મેં જોયું. બિચારી ડિગ્માર...

એકાએક મિસ સ્કેનલને ડિગ્મારનો હાથ છોડી દીધો અને બે ડગલાં પાછાં હઠી ગયાં.

બોલ્યાં: "નાલાયક, મૂર્ખ, ગંદી છોકરી !"

ડિગ્માર પગ નીચે વધતા જતા ખાબોચિયા તરફ રડતી રડતી જોવા લાગી. ડૂસકાં ખાતી તે બોલી: "પ...ણ...પ...ણ હું નો'તી

કે'વી કે મારે ઘેર જવું છે..."

આખા ઓરડામાં ગણગણાટ શરૂ થઇ ગયો. બધી છોકરી-ઓનાં મોં જોવા જેવાં થઇ ગયાં. મને લાગ્યું કે આ બધી છોકરીઓ સાથે હવે મારે કોઇ દિવસ મિત્રતા બંધાશે નહીં!

મેં અત્યંત નમ્રતાથી કહ્યું: "તેને બિચારીને શું ખબર કે... આ તેનો પહેલો દિવસ છે–તે કેટલી નાની છે..."

ઠંડે કલેજે પણ રૂઆબથી મિસ સ્કેનલન બોલ્યાં: "જાઓ, જાઓ, બોલાવો નોકરબાઇને! ને કરાવો સાફ-હં'..."

દિગ્મારનો હાથ પકડી તૂટેલે હૈયે હું ઓરડા બહાર નીકળી.

નાકે ક્રિશ્ચાઇન રાહ જોતી ઊભી હતી. મેં તેને બધી વાત કરી.

તે માત્ર એટલું જ બોલી: "ઓહ, કેવી સભ્ય દીકરીઓ આપણે! હં!"

✩

## પ્રકરણ ૭

અમારા નવા ઘરમાં સૌથી પહેલા ભાડૂત આવ્યા-મિસ ડ્યુરાન્ટ. એ ટેલિફોન ઓપરેટર તરીકે રાતના કામે જતાં. અમે તેમને ઘરમાં ભાગ્યે જ જોતાં. શરૂઆતમાં તો અમને એમ લાગેલું કે અમારા ભાડૂત મરદ છે, અને નામ મી. એન છે.

તેમનો સૌથી પહેલો ભેટો ડિગ્માર સાથે થયેલો. તે રડતી રડતી દોડતી આવી, અને માને કહેવા લાગી: "મા, કોઇક નવી બાઈ છે, અને એના હાથમાં તો આપણા આગલા બારણાની ચાવી છે!" પણ આ ધમાલની અસર મિસ ડ્યુરાન્ટ ઉપર કંઇ થઈ હોય એવું દેખાયું નહીં.

તે નાનાં, નાજુક, ઠીંગણા અને શાંત સ્વભાવના . બાઇ હતાં. દિવસ આખો પોતાના ઘરમાં જ ગોંધાઇ રહેતાં.

માને મિસ ડ્યુરાન્ટ વિશે બહુ ચિંતા રહેતી, કારણ કે શાકભાજી તે કાચાં જ ખાતાં. બટેટા પણ તે કાચાં જ ખાતાં! મા એમને લહેજતદાર અને પૌષ્ટિક સૂપ પીવા લલચાવતાં-પણ તે ડગે એવા ન હતાં!

બાપુ મજાકમાં કહેતા : "કોઇ વાર સખત વંટોળિયામાં આપણી આ નાજુક ભાડૂત ઊડી જાય તો નવાઇ નહીં!"

પણ મિસ ડ્યુરાન્ટને વાંચવાનો ગજબનો શોખ હતો. એમના ઓરડામાં છાપાં તથા ચોપાનિયાંના ઢગલા પડ્યા રહેતા.

એક દિવસ ટોપલો ભરીને આ બધાં [illegible] ફેંકી દેવાનું કામ તેમણે મને સોંપ્યું. આપણા રામે એ કંઈ ફેંક્યું નહીં, પણ સીધા કાતરિયામાં પહોંચ્યાં. ત્યાં હું એ છાનીમાની વાંચતી.

આવડા મોટા ઘરમાં હજુ અમને ગોઠતું ન હતું. માને મોટું રસોડું અને જમવાનો ઓરડો ગમતો.

બાપુજીએ અને માએ એક મોટું ખાવાનું ટેબલ બનાવડાવ્યું હતું. તેની રચના એવી હતી કે બધાં પાટિયાં ખોલીએ તો એકી સાથે વીસ માણસો જમવા બેસી શકે.

દર શનિવારે અમે જૂનાં ફર્નિચરવાળાની દુકાને જતાં, અને તેને ત્યાંથી જૂની વપરાયેલી ખુરસીઓ સસ્તે ભાવે ખરીદી આવતાં. ત્યાં એક મોટી શેતરંજી અને સુંદર ખાટલો પણ હતાં. માની આંખ તેના ઉપર ચોંટેલી હતી. એ બધું ખરીદીએ બીજા અને ઓરડાઓમાં મુકાય તો બેચાર ભાડૂતો પણ મળી રહે.

દાદરા નીચે પહેલે માળે એક નાનકડું ભંડારિયા જેવું હતું. ક્રિશ્ચાઇને તેનો કબજો લીધો, અને તેને સુસજ્જ કરવા લાગી. ક્રિસમામાની જૂની ખુરસી ત્યાં મૂકી. તૂટેલું ટેબલ પણ મૂક્યું. અને જરાક જૂનાપુરાણા તકિયા પણ ગોઠવ્યા. તેમાં તે કોઈને આવવા દેતી નહીં. આમંત્રણ આપવામાં આવે તો જ ત્યાં જઈ શકાય. તેનું નામ તેણે 'બુદોર' રાખ્યું હતું. જેનીમાસી તેને આ નામ માટે ખૂબ ચીડવતાં પણ ખરાં, પણ તે ચળે એવી ન હતી. 'બુદોર' જ કહેતી, અને કહેવડાવતી.

ત્યારે હું શા માટે પાછળ રહું? મેં કાતરિયામાં અડ્ડો જમાવ્યો. તે બહુ મોટું હતું, પણ પવન સખત આવતો. તેથી તે બુદોર જેટલું આરામી સ્થળ ન હતું છતાં મને ગમતું. તેને હું 'વાંચનાલય' કહેવડાવતી. ક્રિશ્ચાઇનને હું ચીડવતી, અને છાતી ઠોકીને કહેતી: જાણી લે! મારું વાંચનાલય ભવ્ય છે. તેને તો તાળું અને ચાવી

પણ ભગાડી શકાય છે. તારે છે એવું ?"

શાળામાં મારું જે અપમાન થતું અને મારા તરફ જે અનાદર બતાવવામાં આવતો, જેને અંગે મને ખૂબ ખૂબ લાગી આવતું, એ બધું હું મારા કાતરિયામાં આવી ભૂલી જતી !

મારા નાના જીવનમાં પહેલી જ વાર મને મારો પોતાનો જ ઓરડો મળ્યો હતો. હું ત્યાં બેસતી. વર્ષાનાં ઝાપટાં છાપરા ઉપર પડતાં, તેનો ટપટપ અવાજ સાંભળતી. કાતરિયાની નાની કાચની બારી કોઈ વાર ઉઘાડી દૂર દૂર જોયા કરતી. અને કેવાં મીઠાં સ્વપ્નો સેવતી ?

ત્યાંથી સામેના કારબો હાઉસની કટાયેલી ડ્રેઇન પાઇપ દેખાતી. પણ હું ધારતી, જાણે એ એક સુંદર મહેલ છે. મને થતું : " હું રાજકુમારી છું અને એક ઊંચા મહેલની અટારી પર કેદી છું; અને કોઈ રાજકુમાર તે પાઈપ ઉપર ચઢી મને બચાવવા આવશે...."

ઘરનો પાછલો ગંદો બાગ પણ મને આ સ્થળેથી દેખાતો. એક ખૂણામાં ઊગેલી પેલી લતા પણ દેખાતી. અને તેમાં ફૂલોના ગુચ્છા આવતા ત્યારે મન કેવું નાચી ઊઠતું !

નાટક કરતી હોઉં તેમ હું બોલી ઊઠતી—"રોમીઓ—ઓ—રોમીઓ !" પણ કોઇ વાર રોમીઓ જાણે જવાબ આપતો નહીં. અને હું રોમીઓ બોલતો તે લીટીઓ બોલતી, કંટાળી જતી-ઠપ કરી હું તે બારી બંધ કરી દેતી, અને મિસ ડચુરાન્ટે ફેંકી દેવા માટે આપેલાં ચોપાનિયાં વાંચવામાં મશગુલ બની જતી !

મને હજુ સમજાતું નથી કે એ બધાં ચોપાનિયાં મેં સંતાડ્યાં શા માટે હશે ? કદાચ મારા મનમાં ધાસ્તી હતી કે મુખપૃષ્ઠ પરનાં સુંદર રંગીન ચિત્રો કદાચ માને નહીં ગમે. ખાસ કરીને તેમાંનું એક ચિત્ર : એક સફેદ વાળવાળી સ્ત્રીનું ગળું દબાવતો માણસ. એ ચિત્ર માને ચોક્કસ ન ગમે. એવું જ બીજું ચિત્ર હતું, જેમાં એક

ભયંકર ચીનો બીજા ચીનાના ગળામાં છરો ભોંકતો હતો !

એમાંની વાર્તાઓ !' આહા! વાંચતાં કેવી મજા આવતી ! તેમાંની જાહેરખબરો પણ મને ગમતી. પણ એક જાહેરખબર બાળક વગરના ઘરને રમતું કરી દેવાની હતી, તે મને ન ગમી.

એક જાહેરખબર મને બહુ ગમતી. એક વાઘનું ચામડું પહેરેલો માણસ કસરત કરતો બતાવવામાં આવ્યો હતો, તે મને બહુ ગમતો અને મને થતું: હું પણ તેના જેવી જ મજબૂત બની જાઉં. તેટલામાં મારી નજર નીચેની જાહેર ખબર તરફ વળી.

"તમારે લેખક બનવું છે? લેખક બનવાના રહસ્યો-ફિલ્મી વાર્તા-નવલકથા-વાર્તા-કવિતા-નાટક ઇત્યાદિનો કોર્સ-માત્ર સાત ડોલરમાં. પ્રખ્યાત લેખકો પણ ઉપયોગ કરે છે."

વાહ, કેટલું સરસ! કેટલી સહેલી રીત! ગજવામાં સાત ડોલર હોય તો ચટ દઇને એક રાતમાં મહાન લેખક બની શકાય. અને.... અ...ધ...ધ...ધ! કેટલા બધા પૈસા મળે....!

મા માટે પસા, બાપુ માટે પૈસા, નેલ્સના ભણતર માટે પૈસા અરે, એટલું જ નહીં; ફર્નિચરની મોટી દુકાને જઇને જે જોઇએ તે ખરીદી લઇએ. તદ્દન નવું જ. ઓરડાઓને સુંદર રીતે સજાવી શકીએ-માત્ર સાત ડોલરમાં અને તે પણ ફક્ત એક જ વખત આપવાથી. અને એમ થાય તો...માને આ બોર્ડિંગ હાઉસ ચલાવવાની ખટપટ પણ મટી જાય, અને આપણા રામ એટલા તો પૈસા કમાય કે ઘરના કોઇ પણ માણસને કંઇ પણ કામ ન કરવું પડે!

અને જેનીમાસીને ખબર પડે ત્યારે વળી બળીને રાખ થઇ જાય. અરે! બધી માસીઓ બળી મરે. અને જ્યારે માસીઓ જૂનાંપુરાણાં કપડાં લઇને અમારે ઘેર આવે ત્યારે હું કહેવા મંડું: "અરે માસીબા! શું લઇ આવ્યાં? અરે! આવાં કપડાંની અમને કંઇ જરૂર નથી. થેંક્યુ-તમારો ઘણો ઉપકાર." (પણ આ બધું

માને લીધે હું બહુ જ નમ્રતાથી કહેલ.)

પણ તમે અમારાં નવાં કપડાં તો જુઓ. અરે હા, બધા કોટના કોલર પર ફર છે ફર! જુઓને, આપણી મોટરજે ને—તેમાં ફરવા આવો ને અને... અને જરા માફ કરજો, પેલી બેંક પાસે એક મિનિટ થોભવું પડશે—વાંધો નથી ને? જુઓ, આટલા બધા પૈસા સાથે લઇ લઇને ક્યાં ફરું!

અને નિશાળમાં...મિસ સ્ટેનલન પોતાની પેન્સિલથી ટેબલ પર ટક ટક અવાજ કરીને કહેશે: "છોકરીઓ! જરા સાંભળો—આપણી વચ્ચે એક મહાન લેખિકા બિરાજે છે, જાણો છો? કેથરિન, ઊભી થા. આ રહી તે—"

પછી તો બધી છોકરીઓ તાળી પાડી ઊઠશે. અને આપસમાં લડવા મંડી પડશે કે છુટ્ટીમાં કોણ સૌથી પહેલી મારી સાથે આવી વાતો કરશે? અને હું બધા તરફ માયાળુ દૃષ્ટિ ફેંકીશ.

મિસ ગ્રાઇમ્સ એજ્યુકેશન બોર્ડ પાસે મારાં વખાણ કરશે, અને ગર્વથી કહેશે: "આ છોકરી મારી શાળાની છે."

પણ મેં નિશ્વાસ મૂક્યો. આ બધું જ થઈ શકે, પણ કોર્સ લેવા માટે પૈસા ક્યાં છે? ગજવામાં તો માત્ર ૧૭ સેન્ટ જ છે!

મેં આગળ વાંચવા માંડયું. લખ્યું હતું—'પાંચ દિવસનું શિક્ષણ તદ્દન મફત! પાંચ દિવસ પછી તમને અમારા કોર્સમાં શ્રદ્ધા ન હોય, તો પૈસા પાછા'

વાહ! કેવી સુંદર તક! ધ્રૂજતે હાથે મેં એ કુપન કાપી લીધું. ફ્રીનાબાસીએ ઈનામ તરીકે આપેલો સુંદર કાગળ મેં લખવા કાઢયો. મોટા સુડોળ અક્ષરથી હું લખવા લાગી—જાણે કોઇ મહાન લેખિકા ના હોઉં! મેં લખ્યું: 'લેખન પ્રવૃતિમાં મને ઠીકઠીક યશ મળ્યો છે.-(આ લખતાં મારું મન ડંખવા લાગ્યું, ત્યારે મારા મનને મેં મનાવ્યું કે શું નિબંધમાં મને ખબ ગુણ નથી મળતા?) પણ હવે

હું મારો હાથ ફિલ્મી વાર્તા-નવલકથા અને નાટકના મહાન ક્ષેત્રમાં અજમાવવાનો વિચાર ધરાવું છું.” સહી કરતી વખતે મારા નામ આગળ મેં ‘મિસિસ’ ઉમેર્યું. ચોક્કસ, એ લોકોને લાગશે કે હું કોઇ મોટી ઉંમરની બાઇ છું.

મારી પાસે બચેલા ૧૭ સેન્ટમાંથી બે સેન્ટ ટિકિટના ગયા. બાકીના પૈસા એક મોટી નોટબૂક ખરીદવામાં ખર્ચ્યા.

પાંચ દિવસ એટલે પાંચ જ દિવસ ને! એ દિવસોમાં હું બધું જ છાપેલું નોટબૂકમાં ઉતારી લઇશ.

મેં નક્કી કર્યું, કોર્સ આવે કે તરત નોટબૂકમાં ઉતારવાનું શરૂ કરી દેવું. ગરમ પાણીથી ભરેલો વાટકો પાસે જ રાખવો કે જેથી લખતાં લખતાં આંગળાં થાકી જાય કે તરત તેમાં બોળાય, અને હાથ દુખતા મટે.

હું જાણતી હતી કે મહાન લેખક શ્રી એડગર એલન પોનાં આંગળાં લખતાં લખતાં થાકી જતાં ત્યારે તે આમ જ કરતા.

કુછ પરવાહ નહીં—હું કળા ખાતર આ મહાન દુઃખ પણ સહન કરવા તૈયાર થઇશ.

દિવસો પસાર થવા લાગ્યા. નિશાળમાં હવે મને કંઈ દુઃખ થતું નહીં. થોડા વખત માટે લોકો ભલે મારી ઉપેક્ષા કરે.

એક દિવસ કારમેલિટાને મેં કાનમાં કહ્યું: “થોભ; થોડા દિવસ થોભ; પછી એ લોકો સામેથી આવીને કહેશે, કે અમારે તમારી દોસ્તી કરવી છે.”

હવે માને ત્રણ ત્રણ વખત બૂમ પાડી સવારે મને જગાડવી પડતી નહીં. હું સૌથી વહેલી ઊઠી જતી અને બારણાં તરફ વારંવાર દોડી જતી, કે ક્યારે પોષ્ટમેન આવે!

માએ સહેજ ચિંતાથી એક દિવસ પૂછયું: "કેટ્રીન, દીકરા, તને કંઈ થયું છે?"

મેં કહ્યું: "ના રે."

પણ મનમાં મને થતું હતું કે માને આ વાત કહીશ તો તે તેને નહીં ગમે; કારણ કે તે એમ કહેત કે પૈસા આપવાની પેરવી કર્યા વગર કોર્સ મંગાવવો, એ અપ્રમાણિક કહેવાય. કોર્સ આવે એટલે એના મુદ્દાઓ નકલ કરી લઈ પાછો ધકેલી દેવો એ તો છેતરપિંડી કહેવાય. મને એમ ના લાગ્યું કે કોઈ મોટી દુકાને જઈ, લેવાની મનોવૃત્તિ વગર બધાંનો ભાવ તોલ કરી છેવટે કહેવું કે 'થેંક યુ; હું તો જોતી જ હતી!' એ જેટલું ખોટું કહેવાય, તેટલું જ ખોટું આ કહેવાય, તેટલું જ ખોટું આ પગલું કહેવાય.

જ્યારે જ્યારે ટપાલી મને દેખાતો ત્યારે હું તેને પૂછયા જ કરતી: "ભાઇ! મારી ટપાલ કયારે આવશે?"

તે માયાળુ હતો. તે મને કહેવા લાગ્યો: "છ દિવસ જતાં લાગે, છ દિવસ આવતાં લાગે. બે ત્રણ દિવસ આમતેમ. જુઓ ને, ઓછામાં ઓછા બાર દિવસ તો લાગે જ ને!"

મેં તેને ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા: "અગત્યની ટપાલ છે. પણ જોજો હાં, સવારમાં જ આપજો. બપોરે તો હું નિશાળમાં હોઉં ને? વળી ઘરના કોઈ પણ માણસને આની ખબર ન પડે અને એમ કે.. જાણે કે...વાત એમ છે કે....મેં એક સુંદર સેટ મંગાવી છે, બધાંને માટે–પણ તેમને કોઇ રીતે ખબર ન પડે તેવી રીતે. શું?"

ટપાલીએ માથું ધુણાવ્યું, અને કહ્યું: "સમજ્યો; સમજ્યો. હું જાતે જ તમને પોતાને જ અને સવારમાં જ પારસલ આપીશ. બસ?"

હાશ. કેટલો ભલો! મેં મનમાં કહ્યું: "વાર્તાની પહેલી રકમ

આવે તેમાંથી સરસ ભેટ ખરીદીશ, તેને આપીશ. કદાચ એકાદી સોનાની ઘડિયાળ ચેન સાથે ભેટ આપી દઉં......"

પણ ટપાલીના બાર દિવસના પંદર થયા. પંદરના વીસ. પણ ક્યાંય મારા પારસલનાં ચિહ્ન નહીં!

મને થવા લાગ્યું કે ન્યુયોર્કનાં માણસો મારા કરતાં વધારે બુદ્ધિશાળી હશે, અને તેઓ ચોક્કસ સમજી ગયાં હશે કે આ લખનાર કોઇ નાની છોડી છે! તેઓ મારા 'મિસિસ'ના ઢોંગથી પણ છેતરાયાં લાગતાં નથી.

પછી મને થતું: 'પૈસાદાર થવા માટે મારે આ માર્ગ મૂકી દેવો પડશે. બદલે, કોઇ મોટા પૈસાદાર સુંદર માણસને પરણવું પડશે, મિ. વિલિયમ હાર્ટ જેવા......પણ એને તો કેટલી વાર લાગશે! હું તો સાવ નાની છું, અને મને પૈસા તો હમણાં જ જોઇએ!'

અને જ્યારે હું તદ્દન નિરાશ થઇ ગઇ હતી, અને લેખિકા તરીકે ખૂબ પૈસા મેળવવાનાં સ્વપ્નોને તિલાંજલિ આપી દેવાની તૈયારીમાં હતી, ત્યાં એક દિવસ ટપાલ આવી!

મા તે દિવસે નાની બેબી કરેનને લઇને જેનીમાસીને ત્યાં ગઇ હતી, અને હું મારા કાતરિયામાં એકલી હતી.

પાકીટ લઈ હું કાતરિયા તરફ દોડી. મારું હૃદય ધબકારા મારતું હતું. અચકાતાં અચકાતાં મેં પાકીટ ખોલ્યું: "વાહ! ફતેહ!"

પાર્સલ! તેમાં સાત ભૂરાં નાનાં ચોપાનિયાં હતાં.

હું એકદમ બધું જ વાંચવા મંડી, અને મહાન લેખક બનવાની તરકીબ શોધવાની મથામણ કરવા લાગી. પણ હાય રે, લાંબા લાંબા ફકરા—ન સમજાય તેવા! અક્ષરો તદ્દન ઝીણા અને ઝાંખા. અને શબ્દો! એવા ભારેખમ અને જડબાતોડ કે કંઇ સમજાય જ નહીં

હું સહેજ નિરાશ થઈ, પણ મેં આશા છોડી નહીં. મને યાદ આવ્યું : "મિસ સ્ફેનલન જે ઉચ્ચ સંસ્કારની વાતો કરતાં હતાં— તે જ આમાં હશે. અને તેથી જ તે સમજવું પણ મુશ્કેલ હશે."

હું નીચે દોડી, અને નેલ્સ પાસેથી ડીક્ષનેરી લઇ આવી, પણ તેથી યે કંઇ વળ્યું નહીં. મને થયું : "આજે નહીં, કાલે સમજાશે. કાલે શાંતિથી વાંચીશ. બધું જ વાંચી જઈશ, અને પછી મારી નોટબૂકમાં ઉતારો કરી લઇશ."

એક પછી એક દિવસો વીતવા લાગ્યા, પણ હું એ ચોપાનિયા તરફ ધ્યાન દઈ શકી નહીં. બીજી અગત્યની રસભરી બીનાઓમાં અટવાઈ ગઇ. એમાં મુખ્ય તો કારમેલિટા સાથે મારી ગાઢ દોસ્તી, એના કુટુંબ સાથે પણ મારો પરિચય થયો અને હું એમાં એવી ભળી ગઇ, કે ન પૂછો વાત !

કારમેલિટાની મોટી બહેન રોઝ મિશન સ્ટ્રીટમાં આવેલી એક દુકાનમાં કામ કરતી હતી. તેનો સંબંધ ત્યાંના આસિસ્ટન્ટ મેનેજર સાથે વધતો જતો હતો. તે રોજ રાતના તેમને ત્યાં આવતો અને રોઝને માટે ચોકલેટ વિગેરે ભેટ લઇ આવતો.

અમને પણ પ્રસાદી મળતી.

કારમેલિટાને ત્રણ ભાઇઓ હતા. ત્રણેયનું નામ જોસેફ ! કોઇને એ વિચિત્ર લાગતું નહીં, કારણ તે કહેતી: "મારી માને જોસેફ નામ બહુ જ ગમે છે."

હું કારમેલિટાને ઘેર સાંજના મોડે સુધી રહેતી. મિસિસ વેનેટી,–તેની બા વરંડામાંથી જ બૂમ પાડતાં: "જોસેફ–જોસેફ–જોસેફ, ચાલો; જમવાનો વખત થઈ ગયો." અને ત્રણેય ભાઈઓના જુદા જુદા અવાજ સંભળાતા: "મમ્મી, એ...આવ્યા !"

એવામાં ફિશ્રાઇનના વર્ગે વોલીબોલ શરૂ કર્યો કારમેલિટા અને મને એ રમત સરસ આવડતી, અને તેથી સ્કૂલમાં અને સ્કૂલ

બહાર અમે બીજાઓને એ રમત શીખવવામાં રચ્યાંપચ્યાં રહેતાં.

સાચુ કહું તો આ દિવસો દરમિયાન હું લેખક બનવાના કોર્સને સાવ વીસરી જ ગઈ હતી! ત્યાં તો, એક દિવસ ન્યુયોર્કથી કાગળ આવ્યો:

> "અમને જણાવતાં દિલગીરી થાય છે કે તમે હજુ સુધી સાત ડોલર મોકલ્યા નથી. પાંચ દિવસ મફત શિક્ષણની મુદ્દત તમે વટાવી ગયાં છો; માટે સાત ડોલર તમારે મોકલવાના છે. આશા છે, તમે તરત પૈસા મોકલશો. એ જ લિ. વિ—"

હવે મને ખબર પડી કે માણસ નિરાશાના સમુદ્રમાં કેવી રીતે ગોથાં ખાતો હશે!........

મને થયું, અરે રે! હું કેવી મૂર્ખી! આટલા બધા દિવસ સુધી ચોપાનિયાં રાખી શકાય?

મેં પંચાંગ જોયું અને મને લાગ્યું કે આપણા રામે પાંચ નહીં પણ સોળ દિવસ સુધી કંઇ જ કર્યું ન હતું!

બાપ રે! સાત ડોલર લાવવા ક્યાંથી? બાપુ સખત મજૂરી કરતા હતા, અને મા ઘરમાં ભાડૂતો રાખી પૂરું કરતી હતી. શું કરું? ગભરાતી ગભરાતી હું કારમેલિટા પાસે દોડી. રડતાં રડતાં બધી બીના મેં જણાવી.

તે બોલી: "નિશાળ પછી કોઇનાં છોકરાં સાચવવાનું કામ તને મળે તો ચાલે."

આ કામ માટે એક બાળક દીઠ દશ સેન્ટ મળે. ગણત્રી કરતાં મને ખબર પડી–કે ત્રીસ દિવસ સુધીમાં હું ૭૦ છોકરાંઓની સંભાળ રાખું તો સાત ડોલર ઉપજાવી શકું.

અમે બંને વિચારમાં પડી ગયાં.

હું પાડોશીઓને પોતાનાં છોકરાં સાચવવા માટે આપવાની

પ્રાર્થના કરતી રખડતી હતી, ત્યારે ન્યૂયોર્કથી એક પછી એક સખત ઠપકાના કાગળો આવતા હતા. મારા તો હોશકોશ જ ઊડવા લાગ્યા!

છેવટે નિરાશામાં ને નિરાશામાં મેં છેલ્લો નિર્ણય કર્યો. મારી બેગ વિગેરે તૈયાર કરી મારા કાતરિયામાં સંતાડી આવી. મને થયું, માને મારા જેવી એક છોકરી નહિ હોય તો ચાલશે—પણ હું જેલમાં જાઉં, તો તેને કેટલો આઘાત લાગશે? અરે રે! વિનફર્ડની શાળામાં મોકલતી વખતે માએ મારા માટે કેવી આશાઓ સેવી હતી!

છેવટે આશાનું એક કિરણ દેખાયું—કારમેલિટાએ એક જાહેર ખબર તરફ મારું ધ્યાન દોર્યું. તેમાં જણાવ્યું હતું કે—"અમેરિકા ઉપર શ્રેષ્ઠ લેખ લખનારને પચાસ ડૉલરનું ઇનામ મળશે. બીજાને અનુક્રમે વીસ અને દશ ડૉલર મળશે."

કારમેલિટાએ સાંત્વન આપતા કહ્યું: "જોયું? આ કોર્સથી તું આમાંના એકાદ ઈનામને ચોક્કસ જીતી જઈશ."

હાશ! તો કેવું સારું! નક્કી, ચોક્કસ, મને પહેલું જ ઈનામ મળશે. બાપ રે! કેવી મઝા! તો આપણી પાસે ૪૩ ડૉલર બચશે.

અમે આગળ વાંચવા લાગ્યાં, તો છેલ્લી તારીખ નવ દિવસ પછીની હતી.

સાત ડૉલરમાં ખરીદેલા "લેખક કેમ બનાય?" ચોપાનિયામાં મને સંપૂર્ણ શ્રદ્ધા હતી અને આ નવ દિવસ જાણે ભગવાને જ મોકલ્યા હોય એવું લાગતું હતું.

મેં કારમેલિટાને કહ્યું: "બીજી પણ એક વાત તું કરતી હતી ને?"

તે બોલી: 'અરે હા, એ તો એ કે નવ દિવસ સુધી દેવળમાં

જઈ સાચા દિલથી પ્રાર્થના કરીએ કે–હે ભગવાન! મને ઇનામ અપાવ."

સરસ! બહુ સરસ! મેં કહ્યું: "તું પ્રાર્થના કરજે અને હું લેખ લખીશ."

તે બોલી: "પણ ભાઈ! આપણા રામથી તો સવારમાં વહેલું ઉઠાતું જ નથી, તેનું શું? અને નિશાળ પહેલાં દેવળમાં જઇ આ પ્રાર્થનાવિધિ કેવી રીતે પતાવવી?"

હું બોલી: "એ કંઇ બહુ મુશ્કેલ નથી. તું મારી સાહેલી છે, અને મારે ખાતર પ્રાર્થના કરવાની છે. શું મારી ફરજ નથી કે તને વહેલી જગાડવા આવું?"

અને અમે તેમ કરવા લાગ્યાં.

સવારમાં ઠંડી પડતી હોય, અને ચોપાસ ધુમ્મસ હોય છતાં બિચારી કારમેલિટા જરા પણ બબડતી નહીં.

દરરોજ વહેલી સવારે હું તેના ઓરડાની બારી પાસે પહોંચી જતી અને બારીના કાચ ઉપર ટક ટક કરતી. પાંચ મિનિટમાં તો તે બગાસાં ખાતી અને આંખો ચોળતી બહાર આવી લાગતી.

તેની સાથે હું દેવળ સુધી જતી. ત્યાંથી દોડતી ઘેર પહોંચતી; અને ઊંધું ઘાલી ચોપાનિયાં વાંચતી લેખ લખવા માંડતી.

છેલ્લે દિવસે એકઝામીનર બિલ્ડીંગ સુધી અમે બંને પગે ચાલતાં પહોંચ્યાં. મારો લેખ પહોંચતો કર્યો. પોષ્ટ ઑફીસ ઉપર પણ અમને શ્રદ્ધા ન હતી. રખે ને ખોવાઈ જાય! અને ચોંઢવાની ટિકિટો પણ કોની પાસે હતી?

અમારી પડોશમાં બે જણને ત્યાં એકઝામીનર છાપું આવતું. તેથી વારાફરતી અમે બંને તેને બારણે પહોંચતાં; અને આતુરતાથી શું નિર્ણય આવે છે તે જાણવા છાપું ઉપરથી નીચે સુધી વાંચી જતાં.

એક દિવસ વાંચ્યું : 'ઇનામના લેખોની જાહેરાત માટે વાંચો આવતી કાલનું છાપું.'

બીજે દિવસે વહેલાં વહેલાં અમે અમારા પાડોશીના ઘરના બારણે પહોંચી ગયાં. છાપાવાળા છોકરાની રાહ જોવા લાગ્યાં. જેવો તે છાપું નાખી અદૃશ્ય થઇ ગયો, કે ચપ લઇને અમે છાપા ઉપરનું કવર ફાડી નાખ્યું.

કારમેલિટાની ધ્રૂજતી આંખો એ પૃષ્ઠ તરફ વધવા મંડી. પહેલું ઇનામ, બીજું ઇનામ, ત્રીજું ઇનામ, મારું નામ ક્યાં? ચોથું....પાંચમું....છઠ્ઠું.........

અમે એક બીજા સામે ડરતાં ડરતાં જોવા લાગ્યાં. અરે, પણ મારું નામ ક્યાં? ૪૫મું નામ,–તે મારું હતું! ઇનામબિનામ કંઇ નહિ!

બિચારી કારમેલિટાની આંખમાં પાણી હતાં. હું મારી આંખો ચોળતી હતી.

હું બોલી : "પેલો કોર્સ મેં બરોબર વાંચ્યો નહિ ને, એટલે જ...!"

કારમેલિટા બોલી : "ના રે ના, વાંક મારો છે. એક દિવસ સવારે પ્રાર્થના કરતાં કરતાં હું ઊંઘી ગઇ હતી, અને ચાર વાર બગાસાં ખાધાં હતાં, એટલે."

મારા બધા જ પ્રયાસો નિષ્ફળ ગયા હતા! અત્યંત દુઃખી હૃદયે મેં કારમેલિટાની વિદાય લીધી અને છેવટે મા પાસે પહોંચી. માને કહ્યું: "મા! જરા ઉપર આવ ને."

હું તેને મારા કાતરિયામાં લઇ ગઇ. ખુરસી ઉપર બેસાડી અને ધીમેથી બધી વાત કહી.

મા અત્યંત શાંતિથી બોલી : "કેથરિન! તને લખવાનો

આટલો બધો શૉખ છે?"

હું બોલી : "હા, મા."

મા બોલી : "વાર્તાઓ લખવાનું તને એટલું બધું મન થાય છે?"

હું કંઇ બોલી શકી નહીં. ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. પછી બોલી: "જોજે મા, કો'ક દિવસ હું મોટી મોટી ચોપડીઓ લખવાની છું. મને કંઇક મારા હૃદયમાં થાય છે, અંદરથી જાણે પ્રેરણા મળે છે." કહેતાં હું મારી છાતી ઠોકી બતાવવા મંડી...

માએ પેલાં ચોપાનિયાં ઊંચકીને પૂછ્યું : "તો એ બધું આ ચોપાનિયાંમાં લખેલું છે?"

મેં કહ્યું : "હા, મા. બધું જ. માત્ર મારે એનો પૂરેપૂરો અભ્યાસ કરવો જોઈએ."

ત્યારે મા શાંતિથી બોલી : "તો એના પૈસા મળશે."

આ સાંભળી હું ઉપકારની લાગણીથી તેને ભેટી પડી. મા પ્રેમથી મારો વાંસો થાબડવા લાગી.

પણ ઘરનાં બીજાં માણસો આ વાત સહેલાઇથી સમજી ના શક્યાં.

નેલ્સે મારા તરફ તિરસ્કારથી જોયું. અને ક્રિશ્ચાઇને એવી રીતે જોયું, કે જાણે હું કોઈનું ખૂન કરવા ના માગતી હોઉં!

માએ બાપુજી પાસે સાત ડૉલરનો મનીઑર્ડર કરાવ્યો, અને એક્ઝામીનર છાપામાં જાહેર થયેલા મારા નામની કાપલી જેનીમાસીને બતાવવા માટે કાપીને રાખી મૂકી.

રોજ રાતે મા મને પૂછતી કે લેખક બનવાનો મારો અભ્યાસ કેવોક ચાલે છે; અને રોજ હું તેને ખાત્રી આપતી—સરસ ચાલે છે.

તે દિવસે શાળામાંથી પ્રગતિપત્રક મળવાનું હતું. શાળાના

અભ્યાસ દરમિયાન મને હમેશાં 'એ' ગ્રેડ મળતો. તેથી મેં કવર ખોલી જોવાની પણ તસ્દી લીધી નહીં. તે લઈને સીધી હું ઘેર મા પાસે પહોંચી. તે મારું કાર્ડ જોવા લાગી.

મા એ પૂછયું : "રાતી શાહીથી એફ લખેલ છે એ ખરાબ કહેવાય ?"

"ખરાબ ? બાપ રે ! એ તો સૌથી ખરાબ કહેવાય, નાપાસ કહેવાય. કોણુ નાપાસ થયું ?"

મા બોલી : "તું–નિબંધમાં."

મને એવું થયું, જાણે કાપો તો લોહી નહીં નીકળે. નાપાસ ? અને તે પણ નિબંધમાં ?

હું માને સમજાવવા લાગી. પણ મા સાંભળે તો ને ?

સખ્તાઈથી તે બોલી: "કેટ્રીન, આપણે પેલા કોર્સના સાત ડૉલર ખરચ્યા છે. જા, તેને ઉપરથી હમણાં ને હમણાં લઇ આવ."

હું દોડી, ઉપરથી એ બધાં ચોપાનિયાં લાવી મા પાસે મૂકયાં.

મા વધુ સખ્તાઈથી બોલી: "આમાં લખેલા એકે એક વાકયની નકલ કરવાનું શરૂ કર."

હું બોલી: "પણ એકેએક વાકય ?"

માએ ડોકું ધુણાવ્યું: "હા–એકેએક શબ્દ."

હું રડું રડું થઈ બોલી: "પણ કેટલો બધો વખત જશે ?"

માએ દઢતાથી કહ્યું: "તો હમણાં જ શરૂ કર."

મેં માનો આદેશ માથે ચઢાવ્યો.

⁂

## પ્રકરણ ૮

શાળામાં એકાએક ઉત્સાહનું મોજું ફરી વળ્યું. વાત એવી હતી કે શાળામાં એક મોટા મહેમાન આવવાના હતા.

અમારાં પ્રિન્સિપાલ મિસ ગ્રાઈમ્સે એક ખાસ સભા રાખીને આ વાત જણાવી. તેમણે કહ્યું: "આપણી શાળાના સદ્ભાગ્યે પેલાં મહાન બાનુ મિસિસ રીડ વિનફર્ડ આપણી શાળાની મુલાકાતે પધારવાનાં છે."

"મહાન બાનુ" એ શબ્દો છૂટા પાડી ચીપી ચીપીને તેઓ બોલ્યાં.

તે આગળ બોલ્યાં: "કદાચ તમને ખબર નહીં હોય, કે મિસિસ વિનફર્ડ આપણી આ મહાન શાળાના નામ સાથે જે મહાનુભાવ અને કેળવણીકાર સખી ગૃહસ્થનું નામ સંકળાયેલું છે, તેમનાં વિધવા છે. તે આવતા મંગળવારે આપણી મહાન શાળાની મુલાકાતે પધારવાનાં છે."

અમે જાણ્યું કે મિસિસ રીડ પોતે પણ મોટાં કેળવણીકાર હતાં, અને પૂર્વ તરફની કોઈ એક વિદ્યાપીઠ સાથે તેમનું નામ સંકળાયેલું હતું.

તેઓ કોઈ ખાસ પ્રસંગે આ બાજુ પધારવાનાં હતાં, તેથી તેમણે સાન ફ્રાંસિસ્કો આવી આ શાળાના ઊંચા ધોરણની વિદ્યાર્થિનીઓ તથા શિક્ષિકાઓ સાથે થોડો વખત ગાળવાનું વચન

આપ્યું હતું; કારણ કે આ શાળાનું નામ એમના પતિના નામ ઉપર રાખવામાં આવ્યું હતું.

શિક્ષક મંડળમાં ઠીક ઠીક ઉમંગ હતો. અમે આ બીના તરફ ખાસ ધ્યાન આપેલું નહીં, પણ જ્યારે એમનો સત્કાર કરવાનું તથા તેમને માટે નાસ્તો વગેરે તૈયાર કરવાનું કામ અમને સોંપવામાં આવ્યું, ત્યારે અમારામાં પણ ઉત્સાહ આવ્યો.

મિસ સ્કેનલન આનંદમાં આવી ગયાં, અને તેમણે હેસ્ટર ગ્રીનને સત્કાર સમિતિની પ્રમુખ બનાવી.

હેસ્ટરે વક્તૃત્વકળાનો અભ્યાસ કર્યો હતો અને બોલવામાં તે પ્રવીણ હતી. વર્ગમાં ઊભા રહી કંઇ કવિતા બોલવાની હોય, કે ભાષણ કરવાનું હોય તો તે શરમાતી નહીં, તેમ ગભરાતી પણ નહીં.

તે બોલી : "બેનો, ચાલો, આપણે આ પ્રસંગને યાદગાર બનાવવા કામે વળગી જઇએ. મારું સૂચન છે કે આપણે સૌ આપણે ઘેરથી કંઇક સવાદિયું આ પ્રસંગ માટે લઈ આવીએ, તો કેવું?"

મિસ સ્કેનલન સહેજ હસ્યાં, અને તેમણે ડોકું ધુણાવ્યું.

હેસ્ટરે તેમના તરફ જોયું, અને પછી હાથ જોડી બોલી: "જી, હું આ ભવ્ય પ્રસંગ માટે મારે ઘેરથી ચાંદીનો ચાનો સેટ, તથા ચાંદીની નાસ્તાની પ્લેટો લાવીશ; ચા પણ મારા તરફથી જ રહેશે."

બધી છોકરીઓએ તાળી પાડી.

એક ક્ષણ મારું હૃદય ઇર્ષ્યા અને ધિક્કારથી ભરાઈ ગયું. એનો ઠસ્સો તો જુઓ, એનું અભિમાન તો જુઓ! આપણા રામે તો આટલા જીવનમાં ચાંદીનો ચાનો સેટ કેવો હોય તે ય જોયો ન હતો. અને ઘેરથી લાવવાની બધી ચીજો! હું શું લાવીશ?

હસતાં હસતાં હેસ્ટર અતિ નમ્રતાનો ડોળ કરતી બોલીઃ “હવે બેનો, બીજું કોણ આમાં મદદ કરશે ?”

મેડેલીન બોલીઃ “મારી મા ફળની કેક સરસ બનાવે છે. હું તે લાવીશ.”

“શાબાશ !”

થીરા મેરીન નામની છોકરી અમારા સૌ સામે જોતી જોતી બોલીઃ “અને મારી બા કાકડીની સેન્ડવીચ ફાંકડી બનાવી શકે છે; આ પ્રસંગ માટે એ હું લાવીશ.”

હેસ્ટર આનંદ પામતી બોલીઃ “વાહ વાહ ! બીજું કોઇ ?”

મેરી વેસ્ટન શરમાતાં શરમાતાં બોલીઃ “અને બન—”

“સરસ હશે ?”

“અરે સરસ, તળેલ અને જુદા જુદા આકારનાં.”

“તો તો ચોક્કસ ચાલશે.”

ત્યાં તો કારમેલિટાએ પોતાનો હાથ ઊંચો કર્યો, અને બોલી : “હું કંઇક લાવીશ—પણ શું ? તે હું નથી જાણતી. મારે મારી બાને પૂછવું પડશે.”

હું કારમેલિટાને ખૂબ ચાહતી હતી, પણ આમ આ બાબત માટે મારાથી એ આગળ વધી જાય તે કેમ ગમે ?

મેં જોરથી જાહેર કર્યું : “ હું પણ કંઇક લાવીશ.” મને ખ્યાલ જ ના આવ્યો કે હું શું નામ દઉં–એટલે, ઉતાવળે બોલી ઊઠીઃ “એટલે સરસ ટિટબિટ લાવીશ.”

હેસ્ટર બોલીઃ “તમને સૌને ખબ ખૂબ ધન્યવાદ. હું જે જે બહેનો આ બધું લાવવાની છે તેની પીરસણ સમિતિ બનાવું છું.”

*

તે દિવસે શાળા બંધ થઇ તે પહેલાં હું 'ટિટબિટ' એ શબ્દનો અર્થ ગોતવા માટે ડીક્ષનેરીનાં પાનાં ઉથલાવવા લાગી, કારણ કે દરેકે સરસ 'ટિટબિટ' લાવવાની છે એમ મિસ સ્કેનલન બોલ્યાં હતાં.

ડીક્ષનેરીમાં લખ્યું હતુ કે ટિટબિટ એટલે ખાવાની કોઇ પણ સુંદર ચીજ.

મેં હાશ કર્યું. કારણ મને બીક હતી, ટિટબિટ બોલીને મેં કંઇ બાફર્યું તો ન હતું ને !

ઘેર પહોંચી, ત્યારે મેં જોયું તો જેનીમાસી રસોડામાં બિરાજમાન હતાં. મેં તેમને અતિથિ આવવાની વાત કરી અને ગર્વથી બધી વાત જણાવી. કોણ આવવાનું હતું, કઇ કઇ વાનીઓ પીરસવાની હતી અને એમાં પીરસણ સમિતિની હું સભ્ય બની હતી–વિગેરે.

મેં પૂછ્યું : "બા, તું કઇ વાનગી સરસ બનાવે છે?"

મા બોલી : "મને તો ભાઇ બધું સારૂં સારૂં જ આવડે."

જેનીમાસી બોલ્યાં : "તમે પણ ગજબનાં ભોળાં છો ! શું નથી આવડતું તમને ? તમારી વાનીઓ તો એટલી સુંદર હોય છે કે જોઇને જ મોઢામાં પાણી આવે."

સાંભળી માનું મોં સહેજ મરકયું. તે બોલી : "ઠીક છે; પેલાં કોફતાં બનાવી શકાય ખરાં."

હું માને વિનવવા લાગી : "મારી વહાલી મા, તો તે મને બનાવી આપીશ ? મિસિસ વિનફર્ડના સત્કાર માટે."

મા બોલી : "પણ આવા પ્રસંગ માટે કોફતાં કંઇ સારાં કહેવાય ? એના કરતાં તો કેક સારી."

મે કહ્યું : "મા, કેક તો કોક બીજી છોકરી લાવવાની છે."

મા બોલી : "તો બન..."

"ના." મેં કહ્યું : "મેરી વેસ્ટન તે લાવવાની છે, અને થીરાની આ કીકડીની સેનવીચ બનાવી મોકલવાની છે."

જેનીમાસી એકાએક બોલી ઊઠ્યાં : "કાકડી ? ખબર નથી કે તાજી કાકડી ઝેરી હોય ? સેન્ડવીચ ? છટ્, એ તો કંઇ ખાવાની ચીજ છે ? અરે, આવા મોટાં મહેમાન માટે તો એવી સરસ વાનગી બનાવવી જોઇએ કે ખાધા પછી કલાક સુધી તે હોઠ જ ચાટ્યા કરે."

મા વિચારે ચડી–પણ કોફતાં તો ગરમાગરમ જ ખાઈ શકાય, નહીં ?

જેનીમાસી અને મેં માની બધી જ દલીલો તોડી નાખી.

મને થયું કે કોફતાં લઇ જાઉં તો મારો વટ રહી જાય. બધાંને જાણ થાય કે મારી મા કેટલું સરસ રાંધી શકે છે ! નવી વાનગી જોઈ આશ્ચર્યમાં ડૂબી જાય; અને તો......બધી છોકરીઓ મારી દોસ્તી કરવા માટે પડાપડી કરે.

જેનીમાસી બોલ્યાં : "બાપડી તમારી ગરીબ શિક્ષિકાઓ ! અરે, એમને એક દિવસ તો આવી સરસ ચીજ ખાવા મળશે. કોફતાં ગરમ રાખવાં, એ તો સાવ સહેલી વાત છે. મારા પડોશી પાસે નવી જ જાતનું વાસણ છે. નીચે લેંપ સળગાવો, એટલે ગરમાગરમ. પણ કેટ્રીને જરા ધ્યાન રાખવું પડે."

હું બોલી: "જેનીમાસી, હું ચોક્કસ ધ્યાન રાખીશ."

જેનીમાસીએ બધી વિગત સમજાવી : "જો, કોફતાં સવારમાં જ બનાવી રાખવાનાં. તે દિવસે તારે બપોરના જમવા માટે ઘરે આવવાનું; અને પછી પેલું વાસણ લઈ સ્કૂલમાં જવાનું. અને એ વાસણ નીચે આ લેંપ છે, તેને આમ સળગાવવો. બસ, ગરમાગરમ કોફતાં ખાવા મળશે. કેમ, છે ને સરસ યોજના ?"

મા બોલી : "વાહ! ફક્કડ!"

કારમેલિટાએ પોતે શું લાવવાની છે તે જણાવ્યું ન હતું, એટલે મેં પણ ન કહેવાનું નક્કી કર્યું. જ્યારે હેસ્ટરે મને પૂછયું, ત્યારે મેં જણાવ્યું: "એ ખાનગી છે. તમે તમારી આંખે જોજોને; તમને બધાંને આશ્ચર્યમાં ન નાખી દઉં તો મારું નામ નહીં."

હેસ્ટર, મેડેલીન, અને થીરા આ ગાળામાં મારી સાથે સારી રીતે વર્તતાં. એક દિવસ તો તેઓએ પોતાની રમતમાં મને પણ સામેલ કરી, અને બે વાર નાની છુટ્ટીમાં સ્કૂલના કંપાઉન્ડમાં જતાં, મને સાથે લઇ ગયાં હતાં.

હું ખૂબ આનંદમાં હતી. મને થતું હતું કે સત્કાર વખતે મારી વાનગી ખાઇને બધાં લોકો કેટલાં ખુશ થશે? અને મિસિસ રીડ-વિનફર્ડ હોઠ ચાટતાં ચાટતાં મારાં વખાણ કરશે ત્યારે કેવી મજા આવશે? બધી છોકરીઓ મારા સામું જ જોઇ રહેશે. પછી પ્રિન્સિપાલ કહેશે :

"કેવી રીતે બનાવી? કહે તો ખરી."

આ સાંભળી મિસિસ વિનફર્ડ ખુશ થઈ મને મળવા માટે ખાસ બોલાવશે, અને કહેશે—

"વાહ! તમારી વાનગી જ સૌથી સરસ બની. થેંક યુ."—અને....ત્યારે બધી છોકરીઓ મારા સામું જોશે, અને ખુશ થઈ તાળીઓ પણ પાડશે, અને આપણા રામ....!

છેવટે તે મહાન દિવસ આવ્યો: 'મંગળવાર.'

બપોરને વખતે મારી વાનગી લેવા હું ઘેર દોડી. માના મોઢા ઉપર ગભરાટનાં થોડાં ચિહ્નો હતાં; પણ તે આનંદનાં હતાં!

તે બોલી: "અરે! મારા જીવનમાં આવાં સરસ કોફતાં કદી બન્યાં નથી. લે, ચાખ, જોઇએ."

મેં ચાખીને કહ્યું : "અરે મા ! હાઇકલાસ ! સુંદર ! આવાં સરસ કોફતાં તો કોઇ દિવસ ચાખ્યાં નહીં હોય."

ધીમેથી મેં એ પેલા ગરમ રાખી શકાય તેવા વાસણમાં મૂક્યાં.

મા મને બધી સૂચના આપતી હતી, અને કહેતી હતી: "જો, સંભાળીને ગરમ કરજે. લે, આ સ્પીરીટ અને માચીસની ડબ્બી. જો, સંભાળીને કરજે—"

ઘેરથી નીકળી, ત્યાં તો વરસાદ પડવા લાગ્યો. હું એટલા બધા ઉત્સાહમાં હતી કે મારો રેઇનકોટ કે છત્રી લાવવા પાછી ઘેર ન ગઈ. બધી વસ્તુઓ માંડમાંડ સાચવતાં હું નિશાળે દોડી ગઈ.

નિશાળે પહોંચી ત્યારે મિસ સ્કેનલને કહ્યું : "જા, પેલા ઓરડામાં જઈ તારા જોડા સાફ ચોકખા કરી આવ."

જતાં જતાં સભાગૃહમાં ગઇ, અને મોટા ટેબલ ઉપર મારી વાનગી મૂકી ચાલતી થઇ.

મેં જોયું તો ટેબલ ઉપર સફેદ ચાદર પાથરેલી હતી. એના ઉપર હેસ્ટરનો ચળકાટ મારતો ચાંદીનો સેટ મૂકેલો હતો—પણ મારાં મનમાં ઇર્ષ્યા ન થઇ, કારણ મારી લાવેલી ચીજ કંઈ નાની-સૂની ન હતી. જ્યારે હું પેલા ઓરડામાં પહોંચી ત્યારે મેં જોયું, કામ કરવાવાળી બાઈ એક ઊંધા ખોખા ઉપર બેઠી છે, અને બડબડાટ કરે છે."

તે બોલી : "ઓહોહોહો, મોટો સમારંભ ! જોયો ન હોય તો મો...ટો સમારંભ !"

તેણે મારી સામે સખ્તાઈથી જોયું, અને બોલી : "શું હું ચાળાને સ્વચ્છ નથી રાખતી ?"

મેં તેના તરફ ડરતાં ડરતાં જોયું, અને ખૂણામાંની ભઠ્ઠી પાસે પહોંચી.

તે બોલી : "સમજે છે શું? શું હું સફાઈ નથી કરતી? પૂછો કોઈને—અરે, એજ્યુકેશન બોર્ડને પૂછી જુઓ ને! કોઈ પણ કહ્યા વગર નહીં રહે કે મિસિસ ક્રોનવેર કેટલી સરસ સફાઈ કરે છે."

જરા અટકી તે ફરી બોલી : "હં...સત્કાર સમારંભ! ન જોયો હોય તો..." પછી આમથી તેમ ઝૂલતી અને મારી સામે ડોળા કાઢતી કહેવા લાગી : "હું એમ પૂછું છું,. આ વિનફર્ડની શાળામાં સૌથી સખત મજૂરી કોણ કરે છે? બોલ, જવાબ આપ."

હું ડરતી ડરતી બોલી : "તમે જ તો, મિસિસ ક્રોનવેર."

તેણે આંખો ચૂંચલી કરી અને કહેવા લાગી : "તો પછી આ સત્કાર સમારંભમાં આમંત્રણ મને કેમ નહિ? અહીં સત્કાર સમારંભ! અને મારા વગર!"

હું ઊભી થઈ ગઈ. મને થયું જોડા સુકાય કે ન સુકાય, અહીં વધારે વખત રહેવામાં માલ નથી. મિસ સ્કેનલન કોઈ વાર કહેતાં: "મિસિસ ક્રોનવેર બહુ મિજાજી છે"—તો આજે કદાચ એમણે મિજાજ ખોયો હશે.

બહાનું કાઢી હું નાઠી, અને બાઈ બબડતાં રહ્યાં.

બપોરનો સમય પસાર થવા લાગ્યો. વરસાદ એકધારો પડતો હતો. દિવસ અંધારો થઇ ગયો હતો.

ઠંડીથી અમે ધ્રૂજતાં હતાં. દરમિયાન ત્રણ વાર મિસ સ્કેનલને મિસિસ ક્રોનવેરને કહેવડાવ્યું: "બહુ ઠંડી લાગે છે—ઓરડાઓને ગરમ કરવા ગેસ ચલાવો." પણ કંઈ વળ્યું નહીં.

છેવટે શાળા છૂટવાનો ઘંટ વાગ્યો, અને નીચલા ધોરણનાં

છોકરાંઓ ઘેર ગયાં. આઠમા ધોરણની મોટેરી વિદ્યાર્થિનીઓ સભાગૃહ પાસેના ઓરડામાં એકઠી થઈ. બધી શિક્ષિકાઓ, અમે, અને પ્રિન્સિપાલબાનુ, સૌ તે મહાન અતિથિની આવવાની રાહ જોવા લાગ્યાં.

એ વખતે મારું ધ્યાન કારમેલિટા તરફ ગયું. તેના હાથમાં કાગળ વીંટાળેલું એક લાંબું પેકેટ હતું. મેં તેના કાનમાં પૂછયું: "શું લાવી છે?" પૂછતાં પૂછતાં હું પ્રાર્થના કરતી હતી કે તે મારા કરતાં વધારે સારું કંઇ ના લાવી હોય તો ઠીક.

તેણે કહ્યું: "સરસ દારૂની બાટલી" એમ કહી તેણે કાગળ થોડોક ફાડી ઘાસના વીંટણમાંની બાટલી મને બતાવી.

હું ધ્રૂજી ઊઠી. મને થયું, કારમેલિટા અને હું જે કરતાં હતાં તે ખોટું તો નહિ હોય?– પછી મનમાં થયું–ફૂલો તો જાણે ચાલે, પણ દારૂ ? મેં તરત ચિંતાથી પૂછયું: "પણ મિસ ગ્રાઇમ્સ શું કહેશે ?"

કારમેલિટા બોલી: "અરે, તને શું ખબર પડે? દારૂ તો પાચન માટે બહુ જ સારો."

મને મિસ ગ્રાઈમ્સે આપેલું એક લાંબું વ્યાખ્યાન યાદ આવ્યું. તેમણે "રમ" પીવાથી શું શું નુકસાન થાય એ બધું કહ્યું હતું, પછી તેમણે બીજા દારૂથી થતા ગેરફાયદા વિશે કહ્યું હતું કે કેમ તે મને યાદ ના આવ્યું. એક બાજુ હું મારા મિત્રની લાગણી દુભવવા માગતી ન હતી, ત્યારે બીજી બાજુ તેની બધાં દેખતાં ઠેકડી થાય એ પણ જોવા માગતી ન હતી. મેં તેને પ્રાર્થના કરી: "તું જલદી એને ઢાંકી દે, મને જરા વિચાર કરવા દે."

તેટલામાં તો ધસમસતાં આવતાં અમારાં પ્રિન્સિપાલબાઇનાં અમને દર્શન થયાં. તેમની પાછળ કાળા સૂટમાં સજ્જ થયેલ ઊંચાં બાનુ ચાલતાં આવતાં દેખાણાં. અમે સહેજ પાછા હટ્યાં, મોઢા ઉપર

શરમના શેરડા પડ્યા. તરત જ મિસ આઈમ્સે સભાગૃહનું બારણું ફટ્ કરતું ખોલી નાખ્યું, અને ઝૂકીને બોલ્યાં: "પધારો મોંઘેરાં મહેમાન!"

અમે પાછળ પાછળ દાખલ થયાં. હું મારી વાનગી પાસે જઈને બેઠી. દરેક વિદ્યાર્થિની પોતપોતાની જગાએ ચાલી ગઈ. શિક્ષિકાઓ પ્લેટફૉર્મ પાસેની ખુરસી ઉપર બેઠી.

કેવી સરસ સુગંધ આવતી હતી મારી વાનગીની! મેં સ્પીરીટનો લૅંપ સળગાવ્યો, અને કોફતાં ગરમ કરવા લાગી

મિસ આઈમ્સ ઊભાં થયાં. એમના ગાલ ઉપર વ્યગ્રતા હતી. નાકનું ટેરવું હલાવતાં હલાવતાં છટાદાર ભાષામાં સ્વાગતનું ભાષણ ગબડાવવા લાગ્યાં.

મિસિસ વિનફ્રર્ડ સુંદર લાગતાં હતાં. પછીથી તે ઊભાં થયાં, અને બોલ્યાં: "તમારી પાસે આવતાં મને ઘણો આનંદ થાય છે. તમને સૌને મળવાની મને ઉત્કટ અભિલાષા હતી." આગળ તેમણે શું કહ્યું તે તરફ મારું ધ્યાન ન હતું, કારણ કે હેસ્ટર બારણામાં ઊભીને ઇશારાથી મિસ સ્કેનલનને બોલાવી રહી હતી; અને હું તેનું કારણ જાણવા આતુર હતી.

મને થયું કે સભાગૃહમાં આટલી બધી ઠંડી કેમ લાગતી હશે? કેમ કોઈ હજુ બત્તી કરતું નથી?

તેટલામાં તો મિસ સ્કેનલન ઓરડામાં ધસી આવ્યાં, અને મિસ આઇમ્સને કંઈક કહેવા લાગ્યાં!

એકાએક મિસ આઇમ્સ ઓરડાની બહાર દોડી ગયાં!

મિસિસ વિનફ્રર્ડે પોતાનું ભાષણ કર્યું. અમે આદરપૂર્વક તાળીઓ પાડી.

તે પ્લેટફૉર્મ ઉપર એમ ને એમ ઊભાં રહ્યાં. તેટલામાં મિસ

આઇમ્સ દોડતાં દોડતાં સભાગૃહમાં આવી લાગ્યાં. તેમનું મોઢું લાલચોળ થઇ ગયું હતું.

તે બોલ્યાં : "અફસોસ ! અમારી શાળાની કામ કરવાવાળી બાઇ ન જાણે ક્યાં ગુમ થઇ ગઈ છે ! ઓરડાઓને ગરમ રાખવા માટેનો ગેસ ચાલુ કરવાનું તે ભૂલી ગઇ લાગે છે, અને ચાવીઓ સાથે, ન જાણે ક્યાં, ભાગી ગઈ છે ! સ્ટવ પણ ત્યાં જ રહી ગયો છે. હવે ચા કેમ કરવી ? અરે રે...!" પછી પાછા તે બોલ્યાં : "માફ કરજો–થોડી જ વારમાં બધું ઠીક થઇ રહેશે. એને ગોતવા ગોઠવણ કરી છે. હું જાણું છું, કે આ ઠંડીમાં આપણ સૌને ગરમાગરમ ચાની ખૂબ આવશ્યકતા છે."

મિસિસ વિનફર્ડે તેમના તરફ એવી રીતે જોયું જાણે, 'વાંધો નહીં–એવું ચાલે–ચા વગર પણ ચાલશે.' પણ આમ બોલતાં બોલતાં તેમણે ઓવરકોટ જરા જોરથી શરીર આસપાસ વિંટાળ્યો.

મિસ સ્કેનલનને બે વાર છીંક આવી. પ્રિન્સિપાલ તેમની સામે ઘૂરકવા લાગ્યાં !

એક પછી એક શિક્ષિકાઓ કામવાળી બાઇને ગોતવા આમથી તેમ દોડાદોડી કરવા લાગ્યાં. પ્રિન્સિપાલ સાહેબ અને બાકીની એક બે શિક્ષિકાઓ ઠંડીથી ધ્રૂજતા મહેમાનની સાથે ગપ્પાં મારવાનો નિષ્ફળ પ્રયાસ કરવા લાગ્યાં; અમારી સમિતિ તો આ બધું જોઇને હેબતાઈ જ ગઇ. એને સૂઝયું નહિ કે શું કરવું ?

કાકડીની સેન્ડવીચ ઠંડીથી ચીમળાઈ જવા લાગી. મેડલીન ફળની કેક કાપવા લાગી, પણ કેકનો ભૂકો જમીન પર પડવા લાગ્યો; અને પેલી હેસ્ટર બબડવા લાગીઃ "ઊહુ–! કેટલું મોડું થાય છે ? અને આ ઠંડી...મારા બાપ રે !....મિસ લાયન્સ કહે છે કે તે ઓરડાની ચાવી કદાચ પોતાને ઘેર હોય, તેથી તે ગોતવા

ઘેર ગયાં છે. આમ ને આમ ચાલ્યું, તો તો આપણે બધાં ઠંડીથી થીજી જ જઇશું."

એકાએક તેનું ધ્યાન કારમેલિટા તરફ ગયું. તે બોલી : "અલી ! તારા હાથમાં શું છે ?"

કારમેલિટા બોલી: "દારૂની બાટલી."

હેસ્ટર બોલી: "દારૂની બાટલી ? તને ખબર નથી, કે બધી શિક્ષિકાઓ દારૂનિષેધ સમિતિની સભ્ય છે ?"

'દારૂનિષેધ' એ શું ? એ વિશે તો હું કંઇ જાણતી ન હતી, પણ આ લોકો મારી મૈત્રિણીને હસે નહિ, તે ખાતર હું બોલી ઊઠી: "અરે, દારૂ તો પાચન માટે બહુ સારો."

હેસ્ટર જોરથી બોલી: "તને નિશાળમાંથી કાઢી મૂકશે."

બિચારી કારમેલિટા બોલવા માગતી હતી, પણ તેનાથી એક શબ્દ પણ નીકળતો ન હતો. તેણે પોતાની બાટલી જોરથી પકડી રાખી.

હેસ્ટર મારા તરફ વળી પૂછવા લાગી: "અને બાઇ સાહેબ ! આપ પેલી રકાબીમાં શું લાવ્યા છો ? શી ધાડ મારી છે આપે ?"

છટાભેર મેં ઢાંકણું ખોલી કહ્યું : "સ્વાદથી ભરપૂર કોફતાં."

પણ બાપ રે ! શું થયું ? એકાએક બધી છોકરીઓ ખી... ખી...હસવા લાગી, અને મારા તો ડોળા જ ફાટી ગયા !

હેસ્ટર, મેડલીન, અને થીરા એકબીજાને પકડી જોરથી હસવા લાગ્યાં: "આહ ! કોફતાં ? અને તે પણ ચાની પાર્ટીમાં ? વાહ રે વાહ !"

હેસ્ટર તિરસ્કારથી બોલી : "કોફતાં તો સાવ ગરીબ લોકો ખાય."

મેડેલીન બોલી : "અને તે પણ જમવામાં. આ રાંધે તો નહીં જ !"

મને કાપો તો લોહી નહિ નીકળે એવી મારી હાલત થઈ. આંખોમાંથી આંસુ પડવાની તૈયારીમાં હતાં. માંડ માંડ રોક્યાં. કોઇને મારી આ વાનગી ગમી ન હતી. અરેરે! થોડી જ વારમાં પ્રિન્સિપાલને તેમ જ મહાન અતિથિને અને શિક્ષિકાઓને મારી આ મૂર્ખતાની ખબર પડશે, અને આખી શાળા મને હસશે! વર્ગની કોઇ પણ છોકરી મારી સાથે કદાપિ દોસ્તી કરશે નહીં!

મારી આંખોમાં આંસુ આવવાની તૈયારામાં હતાં, ત્યાં તો મેં મારી બહેન ક્રિશ્ચાઇનને જોઈ. તે ચાના ટેબલ પાસે ઊભી હતી. એના હાથમાં મારો રેઈનકોટ અને રબરના જોડા હતા.

તે બોલી : "માએ આ મોકલ્યું છે–સખત વરસાદ છે તેથી."

મેં ગુસ્સામાં ધીમેથી કહ્યું: "ચાલી જા–ચાલી જા, અહીંથી ઘેર–"

તેની દૃષ્ટિ ટેબલ પાસે બેઠેલી બીજી વિદ્યાર્થિનીઓ તરફ ગઇ. તે બોલી : "મેં સાંભળ્યું એટલે ? "

મેં તેનો હાથ પકડયો, અને હસતી–મશ્કરી કરતી છોકરીઓની વચ્ચેથી દૂર ખસેડી ગુસ્સામાં કહ્યું : "ચાલી જા, આ વાત જો માને કરી છે તો—"

ક્રિશ્ચાઇને મારો હાથ ધકેલી કાઢયો, અને તે બોલી : "કારમેલિટા અને તારે પહેલાંથી જ આ બધું જાણી લેવાની જરૂર હતી–માને પણ તારે સમજણ પાડવાની જરૂર હતી."

દયામણો ચહેરો કરી મેં કહ્યું: "પણ બેન, ક્રિશ્ચાઇન, માને આ વાત કરીશ નહીં. તેને કેટલું દુઃખ થશે!" પછી મેં તેને નોકરબાઈ કેવી રીતે ચાલી ગઇ હતી, અને અહીં શું બન્યું હતું તે વાત સમજાવી.

ક્રિશ્ચાઇને ખભા હલાવ્યા, અને બધી છોકરીઓ તરફ એક વેધક દૃષ્ટિ નાખી ઘર તરફ ચાલવા માંડી.

હું તેને જતી જોઈ રહી, અને મારા હૃદયથી તેની ઇર્ષ્યા કરવા લાગી. મને ખાત્રી હતી કે તે મારા કરતાં વધારે સમજુ હતી, અને તેણે મારા જેવી મૂર્ખાઈ કદાચ કદાપિ પણ ન કરી હોત ! ઉતાવળ કર્યા વગર તે બધું સમજી હોત, અને આવું મૂર્ખ પગલું ભર્યું ન હોત. તે કોઇ દિવસ લાગણીવશ બનતી નહીં. શાંતિથી, મક્કમતાથી અને ગંભીરતાથી, કોઈનાથી પણ દોરવાઇ ગયા વગર તે પોતાનું કામ કરતી.

મિસ બ્રાઇમ્સ પ્લેટફોર્મ ઉપર આવ્યાં, અને બોલ્યાં: "રાત પડતી જાય છે અને બહાર વાવાઝોડું શરૂ થયું છે; એટલે સત્કાર સમિતિ સિવાયની બધી જ છોકરીઓ ભલે ઘેર જાય."

હવે માત્ર અમે જ ચાના ટેબલ પાસે મૂર્ખની જેમ ઊભાં રહ્યાં. મેડેલીન અને હેસ્ટર વારંવાર મારી કેકતાંની રકાબી તરફ જોતાં, અને એક બીજા સામે વિચિત્ર ચાળા કરતાં.

હું મારા જોડાથી જમીન ખોતરતી બાઘાની જેમ ઊભી રહી; અને કારમેલિટા જાણે મારી પાસેથી હૂંફ મેળવવા માગતી ન હોય એમ મને ચોટીને ઊભી રહી.

અંધારું વધવા લાગ્યું, અને ઠંડી પણ જામવા લાગી. એક પછી એક શિક્ષિકાઓ એક અથવા બીજું બહાનું કાઢી ગચ્છન્તિ કરવા લાગ્યાં. માત્ર મિસ બ્રાઇમ્સ, મહાનુભાવ અતિથિ, અને સત્કાર સમિતિનાં સભ્યો–અમારા જેવાં, ઠંડીમાં ધ્રૂજતાં ઊભાં રહ્યાં.

મિસ બ્રાઇમ્સ પગ પછાડતાં બોલ્યાં: "હં ! આટલી વારમાં તો મિસ લાયન્સ ચાવી લઇને પાછા આવી જવા જોઈતાં હતાં. સાંભળો, કોઇનાં પગલાં સંભળાય."

આશાથી અમે એ અવાજ તરફ જોવા લાગ્યાં, —મારી મા !

અરે ! આ તો મા આવ્યાં-મારી મા ! તેના હાથમાં ન્યુઝ પેપરમાં વિંટાળેલાં બે મોટાં પડીકાં હતાં. હું દોડી, અને બોલી પડી: "મા, ક્રિશ્ચાઈન મારો રેઇનકોટ વિ. તો આપી ગઇ છે ને." હું મનથી ભગવાનને પ્રાર્થના કરવા લાગી. 'મા મારી આ વીતક જાણ્યા વગર ઘેર ચાલી જાય તો કેવું સારું ! ક્રિશ્ચાઇને કહી દીધું તો નહીં હોય ને ? અને આ છોકરીઓ મારી માની પણ ઠેકડી કરશે તો—?'

મા મારા તરફ સ્હેજ હસી, અને મક્કમ પગલે મિસ આઇમ્સ અને મિસિસ વિનફ્રેડ તરફ વળી.

ઠપકો દેતી હોય તેમ તે બોલી: "તમને સૌને શરદી લાગી જશે, ગરમાટા માટે ગરમાગરમ કોફીની જરૂર છે."

મિસિસ વિનફ્રેડ હસતાં હસતાં બોલ્યાં:

"ઓહ! કોફીના ગરમાગરમ પ્યાલા માટે તો આ વખતે જે માગે તે આપું."

ત્યાં તો મિસ આઇમ્સે છીંક ખાધી.

મા સહાનુભૂતિપૂર્વક બોલી: "જુઓ ને-હું તમારે માટે શું લાવી છું ? ન્યૂઝપેપરમાં વીંટાળીને તમને ગરમી આપવા માટે કંઇક લાવી છું." અને પછી તેણે બધી છોકરીઓને તથા મહેમાનને ચહાના ટેબલ પાસે આવી જવા આમંત્રણ આપ્યું.

હેસ્ટર, થીરા અને મેડલીન તરફ પણ તેણે પ્રેમથી હસીને જોયું.

પેકેટ ફોડતાં તે બોલી: "જુઓ ગરમાગરમ કોફી" તેમ કહી તેણે ત્રાંબાનું જગ ટેબલ ઉપર મૂકયું, જેમાંથી ગરમાગરમ વરાળ ઊડતી હતી. બીજું પેકેટ ખોલી તે બોલી: "અને આમાં છે કેટ્રીનની દોસ્તારો માટે ગરમાગરમ ચોકલેટ."

થોડીક વારમાં તો માએ સૌને ખુરસીઓ ઉપર શાંતિથી

બેસાડી દીધાં, અને મિસિસ શ્રાઇમ્સ ગરમાગરમ કૉફી ગટગટાવવા લાગ્યાં! અમે બધાં ગરમાગરમ ચૉકલેટ (કોકો) પીવાનો સ્વાદ માણવા લાગ્યાં!

આમાં એક ખૂબી હતી. કોઇ પણ માણસનું હૃદય તે જીતી લેતી. જાણે પોતાના ઉપર જ સૌને ખવડાવવાની જવાબદારી હોય, તેમ તે ટેબલ ઉપર પેલી વાનગીઓની રકાબીઓ એક પછી એક બધાંને પસાર કરવા લાગી!

ખાતાં ને ખવડાવતાં તે બોલીઃ "મેરીનાં બન ખરેખર બહુ સુંદર છે. આવાં સ્વાદિષ્ટ બન મેં તો કોઇ દિવસ ખાધાં નથી. મેડેલીનની કેક પણ ખરેખર બહુ સ્વાદિષ્ટ છે." થીરાની કાકડીની સેન્ડવીચનાં પણ તેણે વખાણ કર્યાં; અને હેસ્ટરના ચાંદીના ચાના સેટ માટે મુબારકબાદી આપી.

ગરમાગરમ કૉફી, ચૉકલેટ અને અન્ય ખાદ્ય પદાર્થથી અમારામાં જીવન સંચાર થયો.

મિસ આઈમ્સે માને એટલા બધા ધન્યવાદ આપ્યા કે મને થયું, કે આ જ અમારાં કડક શિસ્તવાદી પ્રિન્સિપાલ બા છે, કે કોઈ બીજાં! તેમણે અમને સૌને પણ ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા, અને કહેવા લાગ્યાં: "હું મગરૂબ છું કે મારી શાળામાં તમારા જેવી વિદ્યાર્થિનીઓ ભણે છે. આવા કટોકટીના સંયોગમાં આટલી બધી ઠંડી હતી, અને ચાવી ન મળવાને અંગે મોડું થતું હતું તો પણ તમે સભ્ય શિક્ષિત બાનુઓની જેમ વર્ત્યાં છો. શાબાશ, ધન્યવાદ!"

મિસિસ વિનફ્રેડે પણ અમને ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા. જતાં જતાં માના હાથ પોતાના બંને હાથમાં લીધા, અને ક્યાં ય સુધી મા સાથે વાતો કરતાં રહ્યાં!

મિસ આઈમ્સ અને મહેમાનના ગયા પછી અમે ટેબલ સાફ-

સૂફ કરવા લાગ્યાં. મા પણ અમારી સાથે ક્રમે વળગી.

હેસ્ટર બોલવાનો પ્રયત્ન કરતી હતી, પણ શરમના માર્યા તેના મોઢામાંથી શબ્દો નીકળતા ન હતા! છેવટે તે બોલીઃ "માફ કરજો, તમને વાંધો ન હોય તો હુ તમારાં કોફતાં ચાખવા માગું છું."

મારું મોઢું ગુસ્સાથી લાલચોળ થઈ ગયું, અને કંઈક બકી નાખવાની તૈયારીમાં હતી, ત્યાં તો માએ મારી સામું જોયું, અને ઇશારાથી શાંત રહેવાનું સૂચન કર્યું.

અત્યંત શાંતિથી માએ સાફ રકાબી લીધી, તેમાં કોફતાં મૂક્યાં અને હેસ્ટર તરફ સેરવી.

હેસ્ટરે બહાદુરીથી કોફતું મોઢામાં મૂકતાં મૂકતાં કહ્યું: "વાહ! કેટલું સરસ! મને તો ખબર જ નહિ." અમે બધાં જ અમારી રકાબી ધરી મા પાસે એ માગવા લાગ્યાં, ત્યારે મા બીજી નોર્વેજિયન વાનગીઓની વાત કરવા લાગ્યાં.

બધી છોકરીઓ એક ચિત્તે એ સાંભળવા લાગી.

પછી મા બોલીઃ "કેટ્રીન, એક દિવસ તારી આ બધી બહેનપણીઓને આપણે ઘેર લાવવાની છે. એમને માટે નોર્વેની ખાસ વાનીઓ હુ બનાવીશ અને એમને ચખાડીશ."

હું કંઇ બોલી શકી નહીં.

માએ આગળ ચલાવ્યું: "અને કદાચ આપણી નાનકડી કીકી કરેન તેમને ખૂબ ગમશે."

હેસ્ટર આનંદમાં આવી જઈ બોલી: "કીકી? તમારે ત્યાં નાની મઝાની બેબી છે? કેટલું સરસ!"

મા તેની સામે જોઈ હસીને બોલી : "હં અ."

હેસ્ટર ધીમેથી બોલીઃ "અમારે ત્યાં પણ એક નાનો બાબો હતો.. ખૂબ મઝાનો–મારો ભાઇ. પણ તે–"

કારમેલિટા હવે બોલી : "અને કેથરિનનું કાતરિયું પણ જોવા જેવું છે.''

મેડલીને પૂછ્યું: "તારું પોતાનું એકલીનું જ કાતરિયું?"

મેં બધી છોકરીઓ સામે જોયું. તેમનાં સૌનાં મોઢાં ઉપર મિત્રતાના ભાવો હતા.

મા બોલી: "આવતા બુધવારે! નિશાળ છૂટ્યા પછી આવતા બુધવારે તમે સૌ ઘેર આવજો. એક સરસ પાર્ટી આપણે રાખીશું. આવશો ને—?"

બધી છોકરીઓ બોલી: "હા જી."

અમે સભાગૃહના બારણાને તાળું લગાડ્યું, અને શાળાના કંપાઉન્ડમાં આવી લાગ્યાં. હેસ્ટર, મેડેલીન, થીરા અને મેરી મારી સામે જોઇ જોઇને હસ્યાં ને વળી જતી વખતે હાથેહાથ મેળવી કહ્યું: "આવજો—"

કારમેલિટા અને હું માની પાછળ ચાલવા લાગ્યાં. મને એકાએક યાદ આવ્યું: "અરે, દારૂની બાટલી ક્યાં?"

કારમેલિટા બોલી: "અરે, એ તો માએ હોંશિયારીથી ટેબલ નીચે સેરવી દીધી. કદાચ મિસિસ ક્રોનવેર માટે."

મેં મજાક કરી કહ્યું : "હાશ હાશ. એના પેટ માટે એ ઠીક રહેશે."

આખે રસ્તે અમે તાળીઓ પાડી પાડી હસ્યાં.

✿

## પ્રકરણ ૯

બાપુને ઠીક ન હતું. તે કોઈ દિવસ કંઇ કહેતા નહીં, પણ અમે જોઇ શકતાં કે સાંજને વખતે એ પોતાની ખુરસીમાં ચુપચુપ પડ્યા રહેતા; અને માથા ઉપર હાથ મૂકી લમણાં દાબ્યા કરતા. અમે તેમના તરફ જોઇએ, ત્યારે હસીને, મજાક કરતાં કહેતા: "જુઓને, તમારો બાપ કેટલો આળસુ બની ગયો છે! વરંડામાં કામ બાકી છે; અને મિસ ડયુરેન્ટના ઓરડામાં ઘોડો મૂકવાનો છે, છતાં—"

આ સાંભળી માનું મોઢું સફેદ પૂણી જેવું થઇ જતું, અને તે નોર્વેજિયન ભાષામાં બાપુની તબિયતના સમાચાર પૂછતી.

તે હસવાનો પ્રયત્ન કરતા, અને બોલતા: "ના રે ના-કંઈ નથી. એ તો ઠીક થઇ જશે."

મા બાપુને કપાળે પોતાનો ઠંડો હાથ મૂકતી, ત્યારે બાપુ આંખ મીંચીને નિશ્વાસ મૂકતા. તે કહેતા: "સારું લાગે છે-ટાઢક વળે છે."

જેમ જેમ દિવસો પસાર થવા લાગ્યા, તેમતેમ માના ઉપચારો પણ બાપુને નકામા નીવડવા લાગ્યા. મા ઠંડા પાણીમાં હાથ બોળી બાપુના કપાળે મૂકતી, પણ બાપુને શાંતિ જણાતી નહીં.

એક દિવસ બાપુ બપોરે જ કામથી પાછા ફર્યા.

અમે સૌ રસોડામાં હતાં. બાપુ પગ ઘસડતા રસોડામાં દાખલ

થયા ત્યારે અમને દુનિયા ચક્કર ચક્કર ફરતી લાગી! હડતાળ કે એવા પ્રસંગે જ બાપુ આમ બપોરે પાછા ફરતા!

બાપુ બોલ્યાઃ "સહેજ માથું દુઃખે છે." પણ માએ બનાવેલી કોફી પણ પી ન શક્યા; ત્યારે માને લાગ્યું કે તબિયત ખરેખર ખરાબ છે. બાપુને પૂછ્યા વગર જ માએ દાક્તર જોનસનને બોલાવવા નેલ્સને મોકલ્યો, અને મને તથા ક્રિશ્ચાઇનને ખાટલો પાથરવા કહ્યું.

પણ બાપુને સૂવાના ઓરડામાં અમે લઈ જઇએ તે પહેલાં તો વિચિત્ર અવાજ સાથે બાપુ ખુરસીમાંથી જમીન પર નીચે ગબડી પડ્યા, ટૂંટિયું વાળીને તે તેમના તેમ પડી રહ્યા. અને તેમનાં નસકોરાંમાંથી કંઇક વિચિત્ર અવાજ આવવા લાગ્યો!

દિગ્માર અને હું રડવા લાગ્યાં, પણ માએ તેની દરકાર કરી નહીં. તે બાપુ પાસે ઘૂંટણિયે પડી બાપુનું માથું પોતાના હાથમાં લીધું, અને રૂમાલ વડે તેમના મોં પરનું ફીણ લૂછતી તેમને સાંત્વના આપવા લાગી.

જ્યાં સુધી નેલ્સ અને દાક્તર જોનસન આવી ન લાગ્યા, ત્યાં સુધી તે ત્યાંથી ખસી નહીં.

દાક્તરે બાપુને જમીન ઉપર જ તપાસ્યા એક પછી એક તે સવાલો પૂછવા લાગ્યા : "તેમને કોઈ વખત બાળપણમાં માથામાં વાગ્યું હતું? થોડા વખત પહેલાં ક્યાંક પડી ગયા હતા?"

માએ જવાબ આપ્યો: "ના, કોઈ વાર પડયા ન હતા, પણ આજથી બે વર્ષ પહેલાં એક કામ ઉપર જતાં માથા ઉપર વાગ્યું હતું ખરું."

દાક્તરે માથું ધુણાવ્યું, અને ઊભા થતાં બોલ્યા : "તે જ કારણ લાગે છે. મગજ ઉપરની ચોટનું જ આ પરિણામ લાગે છે– પણ ચોક્કસ ઠરે નહિ ત્યાં સુધી 'એક્સ–રે' ના લેવાય.

હમણાં તો એમને ઇસ્પિતાલમાં લઈ જઇએ. હું માંદાગાડી મોકલું છું."

મા ટટાર થઈ, પણ તેના હાથ ધ્રુજતા હતા. તે બોલી: "પણ મારે તો તેમની સાથે જ રહેવું પડશે,–ગમે તે. ઇસ્પિતાલમાં લઇ જાઓ, પણ મને એમની સાથે રહેવાની તો રજા મળવી જ જોઇએ."

દાકતર જોનસન બોલ્યા નહિ; પણ મને લાગે છે કે દિગ્મારના ઓપરેશન વખતે માને તેનાથી જુદી રાખવાનો પ્રસંગ એમની આંખ સામે આવી લાગ્યો હશે. તે બોલ્યા: "સેંટ જોસેફની ઇસ્પિતાલ બહુ ખર્ચાળ નથી, અને ત્યાંની સેવિકાઓ નર્સ જેટલી જ સારી છે."

મા બોલી: "પણ મને સાથે રહેવાની રજા મળશે ?"

દાકતર જોનસન અચકાતાં અચકાતાં બોલ્યા: "બનતાં સુધી મળશે. પ્રયત્ન કરીશ."

દાકતર ગયા. માએ નેલ્સને નાની બેંકની બધી જ રકમ લેવાનું કહ્યું. ઝાઝી ન હતી.

માએ બેબીને શું શું ખવડાવવું, વગેરે વિગતો ક્રિશ્ચાઈનને એક કાગળ પણ લખાવી દીધી. પછી મોદીની દુકાનેથી લાવવાની ચીજોની યાદી કરાવી; અને શું શું જમવાનું મિસ ડયુરેન્ટને આપવું, તે પણ જણાવ્યું. મા આમ તો શાંત દેખાતી હતી, પણ એમ લાગતું હતું કે તે ક્યાંક દૂર દૂર, કોઈ અગમ્ય પ્રદેશમાં ચાલી ગઈ ન હોય ! તે જેમની તેમ બાપુ પાસે બેસી રહી.

માંદાગાડી આવી ત્યારે જ તે ઊભી થઈ, અને હેટ કોટ પહેરી બોલી: "જુઓ, સંભાળીને ઉતરજો." પછી વધારાનો ધાબળો બાપુને ઓઢાડયો; અને અમને સૌને બચ્ચી કરી વિદાય લીધી.

મા ગઇ પછી અમે બધાં બાળકો નેલ્સ સાથે રસોડામાં બેઠાં; અને ક્રિશ્ચાઇનને લખાવેલી પેલી યાદી જોવા લાગ્યાં. અમને થયું: 'હવે રાંધવાનું શરૂ કરવું જોઇએ.' પણ ન જાણે કેમ? અમારું મન કામમાં ચોંટતું ન હતું.

કોટ પહેરી નેલ્સ મોદીની દુકાને જવા લાગ્યો, ત્યારે નાની ડગ્માર ફરીથી રડવા લાગી.

નેલ્સે કહ્યું: "લાવ, તેને સાથે જ લઇ જાઉં."

ક્રિશ્ચાઇન અને મેં એકબીજા સામું જોયું. એકાએક અમને વિચાર આવ્યો કે અમારે કોઈએ છૂટા પડવું ન જોઈએ; દોડીને અમારો કોટ પહેરી બેબી કરેનને ગરમ ધાબળામાં વીંટાળી અમે પણ નેલ્સ અને ડિગ્મારની પાછળ પાછળ મોદીની દુકાન તરફ ચાલવા લાગ્યાં.

પાછા આવ્યા પછી અમે ફરીથી એકબીજાને વિંટળાઇને બેઠાં રહ્યાં.

એટલામાં જ જેનીમાસી પોતાને ઘેર જતાં જતાં અમારે ત્યાં આવી લાગ્યાં. બધી વાત જાણ્યા પછી એક પછી એક હુકમ છોડવા લાગ્યાં. અમને થયું કે સારું થયું કે તે આવ્યાં; નહિં તો અમે બાઘાની જેમ બેઠાં જ રહ્યાં હોત. તેમણે મિસ ડ્યુરાન્ટનું ખાણું તૈયાર કરાવી ઉપર મોકલી આપ્યું. બેબી કરેનને દૂધ પાઇ સુવડાવી દીધી, અને પછી બે ચાર દિવસ ચાલે તેટલું ખાણું પણ તૈયાર કરી દીધું. પછી દવાવાળાથી દુકાને જઈ ટેલિફોન કરવા લાગ્યાં.

માર્થામાસી અને ઓનમાસા અમારે માટે મોટી થેલી ભરીને સક્કરજન લઈ આવ્યાં. અમે એમનો આભાર માન્યો; અને રકાબીઓમાં સક્કરજન ગોઠવી ટેબલની વચ્ચોવચ્ચ મૂકી દીધાં. પણ કોઇએ કંઇ ખાધું નહીં!

ખિખિડમાસી અને પીટરમાસા આવ્યાં, ત્યારે જેનીમાસી બોલ્યાં : "ક્રિશ્ચાઇન ! કોફી તૈયાર કર, અને પ્યાલા ગોઠવ, જોઉંએ—"

પીટરમાસા કામ પરથી સીધા આવ્યા હતા. એમના મોઢા ઉપર પ્લાસ્ટરની સફેદ ભૂકી છવાઇ રહેલી હતી. ખિખિડમાસીએ કહ્યું : "માફ કરજો. એમ ને એમ જ મોં ધોયા વગર જ કામ પરથી સીધા ચાલ્યા આવ્યા છે. મોં ધોવાનો પણ વખત લીધો નથી. જેનીબહેનનો ટેલિફોન આવ્યો, અને અમે એવાં તો ગભરાઈ ગયાં કે એમ ને એમ જ દોડતાં આવ્યાં..." પછી અમારા સામું જોઇ એકાએક અટકી ગયાં !

પણ કેટલો બધો વખત પસાર થઇ ગયો હતો ! ડિગ્માર અને હું બધાં રડવા લાગ્યાં. ટ્રીનામાસીએ ડિગ્મારને સમજાવી ખોળામાં બેસાડી, અને ટ્રીક્લસન માસાએ અમને સૌને એક એક સિક્કો આપ્યો.

ત્યાં તો મા આવી લાગી. બધાં કૂદકો મારી, દોડી, માને કોટ ઉતારવામાં મદદ કરવા લાગ્યાં. કોઈ તેમને બેસવા ખુરસી આપવા લાગ્યું, તો કોઈ કોફીનો પ્યાલો આપવા લાગ્યું.

અમે એક સાથે પ્રશ્નોનો વરસાદ વરસાવ્યો, તેથી જેનીમાસી અમારા ઉપર એકદમ ગુસ્સે થઇને બોલવા લાગ્યાં: "કેવાં ઉતાવળાં છો તમે ? જરા શ્વાસ તો હેઠો મૂકવા દો. ગરમાગરમ કોફી પણ નહિ પીવા દો ?" પછી જેનીમાસીએ એક વિચિત્ર વાત કરી.

તે સૂવાના ઓરડામાં ગયાં, અને ઊંઘતી નાની કરેનને લાવીને માના ખોળામાં મૂકી દીધી.

આ જોઇ ટ્રીનામાસી ગર્જી ઊઠયાં: "કેવાં છો ? ઊંઘતી નાની બેબીને આમ જગાડાતી હશે ?"

જેનીમાસીએ એમની સામે ઘૂરકતાં કહ્યું: "બરાબર વિંટાળેલી છે. જોતાં નથી? જરાતરા ઊંઘ બગડશે, તો શું આભ તૂટી પડશે?" પછી બોલ્યાં: "તું મા થઈ હોય તો તને ખબર પડે ને?"

મેં મા સામું જોયું. માએ કરેનને છાતી સાથે પ્રેમથી બઝાડી. એના સુંદર વાળ ઉપર હાથ ફેરવવા લાગી; એના નાના પગ ઉપર કામળો વિંટાળી દીધો. મને લાગ્યું કે બેબી ખોળામાં આવવાથી માને બહુ સારું લાગ્યું અને એના સફેદ પૂણી જેવા ચહેરા ઉપર રતાશ આવી.

પછી મા બોલી: "તમારા બાપુ હજુ જાગ્યા નથી."

"હજુ બેભાન છે?"

માએ ડોકું ધુણાવ્યું. તે બોલી: "તેઓ ફોટા પાડતા હતા, નેલ્સ?"

નેલ્સ બોલ્યો: "એકસ રે લેતાં હતાં, મા."

મા બોલી: "બરાબર, એકસ રે જ. ડાક્તર જોનસન કહેતા હતા કે મગજ ઉપર કંઇક દબાણ છે. કંઇક પહેલાં વાગ્યું હશે એ કારણે." પછી મા જોન અને પીટરમાસા તરફ જોઇ બોલી: "તમને પેલી વાત યાદ છે? પેલો ટાઉન હોલ બાંધતી વખતે તમે સાથે હતા, નહીં?"

બંને માસાઓએ ડોકું ધુણાવ્યું: "હા યાદ છે. એક નાનકડું લાકડું તેમના માથા ઉપર પડયું હતું, પણ ખાસ ઈજા તો થઈ ન હતી. મને યાદ છે કે ત્યાર પછી તો આખો દિવસ તેમણે કામ કર્યું હતું."

મા બોલી: "બરાબર છે. પણ ડાક્તરનું કહેવું એમ છે કે એ ઈજાથી જ આમ થયું હોવું જોઇએ. ડાક્તર સમજાવતા તો હતા, પણ આપણે એમાં શું સમજીએ? ઓપરેશન તરત કરવું જોઇતું હતું એવું કંઇક કહેતા હતા."

જેનીમાસી ઊભાં થયાં, અને માના પ્યાલામાં બીજી કૉફી રેડી. બોલ્યાં: "દાક્તર જ્હૅનસન છે ને, તે બહુ હોશિયાર દાક્તર છે."

સિગ્રિડમાસી માનો ખભો થાબડી બોલ્યાં: "જેનીની વાત સાચી છે. દાક્તર જ્હૅનસનના હાથમાં કેસ છે એટલે ચિંતા કરવાની જરાયે જરૂર નથી."

માએ નીચું જોયું, અને પછી ધીમેથી બોલી: "પણ તે કહેતા હતા કે ઓપરેશન ઘણું ભારે છે. એ કરવા માટે તો બીજા મોટા દાક્તરની જરૂર છે."

જેનીમાસી દૃઢતાથી બોલ્યાં: "તો આપણે સ્પેશીઆલીસ્ટ લાવશું; એમાં મોટી વાત શી છે? એક મિનિટ, માફ કરજો." એટલું કહી સૂવાના ઓરડામાં ગયાં. પાછાં ફર્યાં, ત્યારે તેમના હાથમાં નાનો બટવો હતો. તે ટેબલ ઉપર મૂકી માને કહેવા લાગ્યાં: "જુઓ, આમાં પચીસ ડૉલર છે. મને હાલમાં એની કંઈ જરૂરત નથી."

મી. ટ્રીક્લસને ટ્રીનામાસી સામું જોયું. તેમણે નિશાની કરી કે તરત તે ઊભા થયાં અને ગજવામાંથી ચામડાનું પાકીટ કાઢી ટેબલ ઉપર ખાલી કરી નાખ્યું.

તે બોલ્યાં: "૩૯ ડૉલર અને ૪૩ સેન્ટ."

મી. ટ્રીક્લસન ચોપડીઓની દુકાન ચલાવતા હતા. હિસાબની બાબતમાં બહુ ચોક્કસ હતા.

ટ્રીનામાસી મલકાતાં મલકાતાં બીજી માસીઓ સામે જોવા લાગ્યાં; ત્યાં તો સિગ્રિડમાસીએ ઉમેર્યું: "મારી પાસે આ પચાસ ડૉલર નકામા જ પડયા છે કંઈ જ કામના નથી."

ત્યાં જોન માસા બોલ્યા: "આ બીજા પાંત્રીસ. ના નહિ પાડશો, હોં ભઇશાબ! કાલે મારો પગારનો દિવસ છે, હા—"

મેં માને કોઈ દિવસ રડતી જોઈ ન હતી; પણ તે રાત્રે માએ

માસાઓ તરફ અને માસીઓ તરફ જોયું, ત્યારે તેની આંખમાં આંસુ હતાં.

મા તેમને ધન્યવાદ આપવા લાગી, પણ માસીઓ માસાઓએ તેમ કરવાની સાફ ના પાડી. જોરજોરથી બોલી, ઘોંઘાટ કરી, માના ધન્યવાદના શબ્દો તેમણે અવાજમાં ડુબાડી દીધા!

માના હોઠ ધ્રૂજતા હતા, ત્યાં તો જોનમાસા બોલ્યા: "જુઓ, હું રવિવારે આવીશ અને વરંડાનું કામ બાકી છે ને, તે કરી નાખીશ. ચોપડીઓ મૂકવાના ઘોડા પણ તે જ દિવસે તૈયાર કરી નાશખી."

જોનમાસા અચ્છા સુથાર હતા.

પીટરમાસા બોલ્યા: "મકાનમાં પ્લાસ્ટરબ્લાસ્ટર તો નથી કરવાનું ને? હોય તો–"

મા સહેજ હસી ને તેણે ડોકું ધુણાવ્યું.

પછી માસીઓએ માને બચ્ચી કરી વિદાય લીધી, અને માસાઓએ એકબીજા સાથે હસ્તધૂનન કર્યું.

જેનીમાસીએ પૂછ્યું: "મોટા દાક્તરનું નામ શું છે?"

મા બોલી: "દાક્તર ક્રુકેન્ક. ડૉ. જોનસનનું કહેવું છે કે તે બહુ હોશિયાર છે. કાલે એમને મળીશ અને બધું નક્કી કરીશ."

બીજે દિવસે મા મને ઇસ્પિતાલ લઇ ગઇ. મોટા દાક્તરને મળવું એ સહેલું કામ ન હતું, એમ અમને લાગ્યું.

દાક્તર જોનસન અમારી રાહ જોતા હતા.

માએ તરત જ તેમને પૂછ્યું: "કેમ છે? હજુ સૂતા છે?"

દાક્તરે કહ્યું: "હા, ઓપરેશન પૂરું ન થાય ત્યાં સુધી કદાચ ભાનમાં નહિ આવે."

મા બોલી: "તો આપણે ય મોડું ન કરવું જોઇએ.' દાક્તર

ફ્રુકેમ્ફને લાવીએ જ."

ડાકતર વચમાં જ બોલી ઊઠ્યા : "મુશ્કેલ, ઘણું મુશ્કેલ. પદ્ધતિ જ બહુ વિચિત્ર. આવું ક્યાંય સાંભળ્યું નથી."

હું આતુરતાથી ડાકતરનું મોં જોવા લાગી.

ડાક્તરે સમજણ પાડતાં કહ્યું : "આ ફ્રુકેમ્ફ બહુ મોટો સરજન છે. અંગ્રેજી ભાષા બોલતો નથી. તેની વહુ મેડમ ફ્રુકેમ્ફ જણાવે છે કે 'ઓપરેશન સંબંધી બધી વાતચીત પોતાની મારફત જ થવી જોઇએ.'"

ડાક્તર મા તરફ વળી બોલ્યા: "મેં મેડમ સાથે વાતચીત કરી. તે તો લડી પડી. રાક્ષસી છે. કહે કે પહેલાં મારી સાથે બધી વાત નક્કી કરો, પૈસા સંબંધી, પછી બીજી વાત."

મા સહેજ હસીને બોલી: "બરાબર છે. પૈસા છે, આપીશું"

ડાક્તર ખચકાણા, અને પોતાના જોડા તરફ જોવા લાગ્યા. પછી એકાએક જોરથી બોલ્યા: "તમારે મારી ચિંતા કરવાની નથી. ઇસ્પિતાલની પણ નહીં. એ બધું પાછળથી થઇ રહેશે. પણ આ ફ્રુકેમ્ફ અને મેડમ ફ્રુકેમ્ફની વાતમાં આપણાથી નહિ પહાય. તમે પોતે જ જાઓ, અને મેડમ સાથે વાત કરી લ્યો, સમજ્યાં? હાં. જુઓ, ફ્રુકેમ્ફ જ ઓપરેશન કરી શકે. એને લાવવો જ પડશે. પણ બાઈ ગજબની છે, હોં. તેને હૃદય છે કે કેમ, કોણ જાણે! લો, મારું આ કાર્ડ બતાવજો." માના હાથમાં પોતાનું વીઝીટીંગ કાર્ડ આપી, પેલીને ગાળો દેતા દેતા ગુસ્સાથી ચાલ્યા ગયા.

પારનેસસ હીલ ડીસ્ટ્રીકટ તરફ જતી બસમાં મા અને મેં બેઠક લીધી. ડાક્તર ફ્રુકેમ્ફનું ઘર જૂના લાલ રંગના પથ્થરોથી બાંધેલું હતું. આસપાસનો બગીચો ઘણો મોટો હતો, પણ તેના ઉપર કંઇ દેખરેખ ના હોય એવું લાગ્યું.

માએ ડરતાં ડરતાં બારણું ખડખડાવ્યું, ત્યારે ઊંચી તાડ, તદ્દન કાળા વાળવાળી બાઇએ એકદમ જોરથી બારણું ખોલ્યું. મા બોલવા લાગી, ત્યારે તે વચમાં જ ગર્જી ઊઠી: "હા હા, હું બધું જ જાણું છું. પેલા જેનસન સાથે, મારે વાતચીત થઈ ગઈ છે. તદ્દન નકામો, અસભ્ય, અશિક્ષિત, જંગલી માણસ!"

તે અમને એક મોટા અંધારા ઓરડામાં લઇ ગઈ. ત્યાં બધું રાચરચીલું જૂનું હતું. ખુરસીઓના પગ લૂલા હતા.

અમે ડરતાં ડરતાં બેઠાં. ગાળામાં મેડમ ફ્રુકેમ્ફ આમથી તેમ દોડી. આ બારણું, તો પેલી બારી, તો પેલું શટર એમ ખોલંખોલ કરી. અમારી સાથે વાતોમાં પણ મશગૂલ હતાં. જાણે અમે બહેરાં હોઇએ તેમ બરાડીને તે બોલ્યાં: "અમે હમણાં જ આ ઘરમાં આવ્યાં છીએ. આ બધું ગોઠવવા માટે માણસો પણ મળતાં નથી. બધા જ ચોર અને લૂટારા છે. આ બાજુનાં ઘર તો જુઓ! તદ્દન જૂનાં, અંધારિયા અને નકામાં. મને અને ડાક્તરને તો સુંદર, આલિશાન, મોટું, વિસ્તીર્ણ મકાન જોઇએ."

તરત મા બોલી: "હા, ડાકતરસાહેબ, એમનું જ અમારે કામ છે. અમે તેમને મળી શકીએ?"

તે બોલી: "આહ! તે જ તો મોટી મુશીબત છે. જે આવે છે તે બેટમજી ડાક્તરને જ મળવા આવે છે." એમ બોલી ધબ કરતી તે મા પાસે બેસી ગઈ; અને પછી માને કાનમાં કહેવા લાગી: "એ જ તો મોટો ઝગડો છે. ડાકતરનું બધું બીઝનેસ મારા હાથમાં લઈ લેવું પડયું છે. જે જુઓ તે કહે, ડાકતર, ડાકતર ને ડાકતર."

માએ દયામણું મોં કરી તેમના તરફ જોયું.

ખુરસીમાં આરામથી બેસી મેડમ ફ્રુકેમ્ફ બોલ્યાં: "જુઓ, ડૉ. ફ્રુકેમ્ફ એક અસાધારણ વ્યક્તિ છે. એના હાથમાં જાદુ છે

જાદુ.” એમ બોલી પોતાના લાંબા હાથ પહોળા કર્યા, જાણે તેમાં જ જાદુ સંતાઈ ગયું ના હોય !

છેવટે તે બોલી: “પણ એમના મગજમાં ભૂસું ભર્યું છે. પૈસાની બાબતમાં તદ્દન બાળક જેવા છે–અક્કલનો છાંટો પણ ના મળે.” પછી મા સામે જોઈ હસતાં હસતાં તે બોલી: “તમે માનશો ? મેં બીઝનેસ એમના હાથમાંથી લઇ લીધું તે પહેલાં મારા વહાલા બિચારા ડાકતર, એવા તો સખત અને અશક્ય ઓપરેશનો કરતા! પણ કેટલા પૈસા આવતા-ખબર છે ? લગભગ મફત! અરે! કોઈ જરાક રડતું આવ્યું કે સાહેબનું દિલ પીગળી જાય, અને પછી જોઇ લો મજા !”

મા ધીમેથી બોલી: “ પણ મારા પતિની હાલત ખરાબ છે. તેમને ઓપરેશનની તાત્કાલિક જરૂર છે. અમે એ બધું નક્કી કરવા જ આવ્યાં છીએ.”

મેડમ બ્રુકેમ્ફ એક જૂની, લીલી અને કટાયેલી મેજ તરફ ખસ્યાં, અને તેમાંથી રસીદની ચોપડી અને પેન્સીલ કાઢતાં, મેજ લગભગ ઊંધી વાળી દીધી. તે બોલ્યાં : “બરોબર છે; બરોબર છે. ડાકતર જોનસને મને બધી વાત કરી છે. ચાલો જોઈએ–” પછી આંખના ખૂણેથી મા તરફ જોતાં ઉમેર્યું : “જુઓ ને, તમે તો સમજુ માણસ છો. આ જાતનું ઓપરેશન એટલ......લાવો જોઈએ–શું લખું ?”

માએ પૂછ્યું : “કેટલા પૈસા થશે ?”

બાઈ બોલ્યાં : “ડાકતર થવું એ કંઇ સહેલી વાત નથી. કંઇ મફત થવાતું નથી. ડાકતરોને પણ પેટ હોય છે. તેમને પણ ખર્ચ કરવાનાં હોય છે.” એમ બોલતાં તેમણે ઓરડાની અંધારી દીવાલ પર નજર નાખી ખભા હલાવી કહ્યું:

“જોતાં નથી ?–સામેની દીવાલ કેટલી ગંદી થઈ ગઇ છે ?”

પછી દીવાલ તરફ આંગળી બતાવી, નાટક કરતાં હોય તેમ બોલ્યાં : "દીવાલ તોડી પાડવી પડશે. મકાનનો વિસ્તાર વધારવો પડશે. આ ઓરડો મોટો, હવા ઉજાસવાળો અને સુંદર ફર્નીચર......."

કંટાળીને મા બોલીઃ "પણ બાઇશાબ—બોલો ને, ઓપરેશનના કેટલા પૈસા પડશે ?"

મેડમ ફ્રુકેમ્ફ એકી શ્વાસે બોલ્યાંઃ "ત્રણસો ને પચાસ ડોલર."

હું મારી ખુરસીમાંથી એકાએક ઊભી થઇ ગઈ, અને માની આંખ ફાટી ગઈ !

પછી મા બોલી : "પણ મે...ડ...મ, મારી પાસે તો ફક્ત બસો પચીસ ડોલર જ છે."

મેડમ ફ્રુકેમ્ફે તરત જ જવાબ આપ્યો : "શાબાશ. ફક્ત એકસો પચીસ ડોલર જ ઘટે છે ને !"

મા બોલી : "પ....પ...ણ તે લાવવાનું અશક્ય જ છે."

તે બોલ્યાં : "અચ્છા, તો જુઓ. તમારે માટે હું કિંમત ઓછી કરું. કુલ ત્રણસો ડોલર લાવો."

માએ નિઃસહાયતાથી ડોકું ધુણાવ્યું.

આ જોઇ મેડમ બોલ્યા : "અરે ! ભલી બાઇ ! તમારે સગાં-સંબંધી નથી ? મિત્રો નથી ? ઉછીના લેતાં આવડતું નથી ?"

મા બોલીઃ "મારી બહેનો બનેવીઓએ જે કંઈ હતું તે બધું જ મને આપી દીધું છે."

બાઈસાહેબ બોલ્યાંઃ "તો હં—એ તમારી વાત તમે જાણો. ત્રણસો ડોલર હોય તો ઓપરેશન. એક પાઇ ઓછી નહીં, એક પાઈ વધારે નહીં."

માએ પોતાના બંને હાથ જોરથી દબાવ્યા, અને બોલીઃ "ઓપરેશન તો આજે જ થવું જોઇએ. બસો પચીસ ડોલર આ

રહ્યા, અને બાકીના જેમ બને તેમ જલદી—"

"ના...ના...ના. રોકડા જોઇએ-હમણાં જ."

માના બિચારીના તો હોશકોશ જ ઊડી ગયા.

દાક્તરનાં પત્ની એકદમ ઊભા થઇ ગયાં. "તમને ખબર નહિ હોય. માણસને પૈસા જોઇએ જ છે, ત્યારે આસમાનમાંથી પણ પૈસા મેળવે છે. આવજો, સાહેબજી."

મા લથડતે પગે બહાર આવીને બોલીઃ "કેટ્રીન! ઓ બેટા કેટ્રીન!"

હું દુઃખી અવાજે બોલીઃ "મારાથી રડી પડાશે, મા."

માએ મારો હાથ જોરથી પકડયોઃ "ઊભી રહે, ઊભી રહે, મને એક વિચાર આવે છે."

તે દોડતી દોડતી દરવાજા પાસે ગઈ, અને જોરથી બારણાં પર ટકોરા મારવા લાગી.

મેડમ બુકેમ્ફે બારણું ખોલ્યું, અને હસતાં હસતાં ફરીથી અમારું સ્વાગત કર્યું. તે બોલ્યાંઃ "ઓહ! આટલા વહેલા આવ્યાં? પંચોતેર ડોલર એકાએક કયાંથી ટપકી પડ્યા?"

માએ કંઈ જવાબ આપ્યો નહીં. મક્કમ પગલે ચાલતી અંદર પહોંચી, પેલા મેજ પાસે ઊભી રહી. પોતાનું પાકીટ ખોલ્યું, જેટલા પૈસા હતા તેટલા ગણી ડેસ્ક ઉપર મૂકી દીધા. પછી દાકતરની પત્ની તરફ વળી દઢતાથી બોલીઃ "મારી પાસે આ જગતમાં જે કંઇ હતું તે આ રહ્યું. બાકીના પૈસા માટે તમારા આ મકાનમાં જે કંઈ પણ કામ તમારે કરાવવું હોય તે કરવા માટે હું તમને માણસ આપીશ, તો ચાલશે?"

મેડમ બુકેમ્ફે પૈસાના ઢગલા તરફ દષ્ટિ નાખી, અને પછી બોલ્યાંઃ "હા, વિચાર તો સરસ છે. સમજી-અ...ને પેલા ભાઇ....

જેને તમે આ કામ કરવા માટે મોકલશો એને મારે એક પાઈ પણ નહિ આપવી પડે, ખરું ને ? એની મજૂરીના પૈસા તમે જ આપશો, ખરું ને ?"

માએ ડોકું ધુણાવી હા પાડી. અને અમે જોયું કે મેડમ લાલચુ દૃષ્ટિથી બંને હાથથી પૈસાનો ઢગલો ઊંચકવા લાગ્યાં.

દાક્તરની પત્ની બોલ્યાં: "અચ્છા, ચાલો, તો નક્કી જ. લ્યો આ તમારી રસીદ. જુઓ; એક કલાકની અંદર જ હું સેંટ જોસેફની ઇસ્પિતાલમાં દાક્તરને મોકલું છું."

જેવાં અમે ઇસ્પિતાલમાં આવ્યાં અને કહ્યું: "દાક્તર બ્રુકેમ્ફ પાછળ આવી રહ્યા છે" કે તરત સાધ્વીઓએ બાપુને મોટા ટેબલ પર સુવાડ્યા. સફેદ ચાદર ઓઢાડી, અને ઓપરેશન થીએટર તરફ લઈ ગયા.

બાપુને બચ્ચી કરવાની રજા મને મળી, પણ બાપુએ આંખ ખોલી નહીં.

આ બધો વખત અમે ઓપરેશન થીએટરની બહાર દરવાજામાં જ ઊભાં ઊભાં મોટા દાક્તરના આવવાની રાહ જોવા લાગ્યાં. મા બાપુનો હાથ પકડીને ઊભી રહી. જાણે બાપુ કેમ સમજતા ન હોય, અને સાંભળતા ન હોય, તેમ તે બબડવા લાગી: "થોડી વારમાં જ બધું સારું થઈ જશે. થોડી જ વાર છે, હમણાં જ—હાં."

ત્યાં તો સામેનું બારણું ભપ્ કરતું ઊઘડ્યું, અને એક ઠીંગણા, મૂછાળા, નાના માણસને સામેથી આવતો અમે જોયો. તેમની પાછળ મેડમ બ્રુકેમ્ફ આવતાં હતાં. સૌથી નાની સાધ્વીએ માના કાનમાં કહ્યું: "પેલા દાક્તર બ્રુકેમ્ફ."

મેડમ બ્રુકેમ્ફ પાસે આવ્યાં, અને પોતાના પતિની ઓળખાણ આપી.

મહાન દાક્તરે છટાથી ઝકી નમન કર્યું અને તરત જ બાપુનો હાથ પોતાના હાથમાં લીધો.

"હમણાં જ ઓપરેશન કરીએ છીએ હું જરા કપડાં બદલી લઉં."

મા બોલી: "સાહેબ, જ...રા....જ...રા....માફ કરજો; પ..ણ જરા....ધ્યાન રાખીને-ધી...મે...થી-......"

દાક્તરનાં પત્ની બરાડ્યાં: "માણસ છો કે......?"

પણ દાકતરના મોઢા ઉપર સહાનુભૂતિ હતી. તે હસતાં હસતાં બોલ્યા: "ચોક્કસ-ચોક્કસ. તમે ગભરાશો નહિ, બહેન!"

ત્યાં તો દાક્તરનાં પત્ની વચમાં તડૂક્યાં: "પણ તમે કહેતાં હતાં તે માણસ ક્યાં છે? ક્યારે મોકલશો?"

માએ દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું: "એમને આરામ થઈ જાય કે તરત જ, મેડમ બ્રુકેમ્ફ."

" શુંઉઉ?" મેડમ ગર્જ્યાં.

માએ બાપુના ખભા ઉપર હાથ મૂકી કહ્યું: "આ જ એ માણસ છે-"

દાકતરનાં પત્નીએ ચીસ પાડી: "શું કહ્યું? બાપ રે! ના કરે નારાયણ......આ તો ગજબ કહેવાય. દાકતર, બહુ જ સંભાળથી ઓપરેશન કરજો."

દાક્તરે પત્ની સામું જોયું, પછી મા સામું. એમની આંખમાં રોશની હતી. મા પાસે આવી માના હાથ ઝાલી લઇ તે બોલ્યા: "દેવી, તમને પ્રણામ કરું છું. વચન આપું છું કે તમારા પતિ તદ્દન સાજા થઇ જશે."

માએ આનંદનો નિશ્વાસ હેઠો મૂકયો, અને કહ્યું: "સરસ, સરસ, થેંક યુ."

*

## પ્રકરણ દશમું

બાપુ ઇસ્પિતાલમાં હતા ત્યારે અમે નીચેના બે ઓરડાઓ મીસ્ટર સેમ અને જ્યૉર્જ સ્ટેનટન નામના બે ભાઈઓને ભાડે આપ્યા.

આ બંને ભાઇઓ ગેસ ઇલેકટ્રીક કંપનીમાં કામ કરતા હતા. તેમણે એક માસનું ભાડું આગળથી જ અમને આપ્યું. એ અમને બહુ જ ખપ લાગ્યું. બહુ જ સારા જુવાન માણસો હતા. રોજ રાતે જમ્યા પછી મા પાસે રસોડામાં આવી, માની રસોઈનાં ખૂબ ખૂબ વખાણ કરતા.

તેમની મિસ ડ્યુરેન્ટ સાથેની ઓળખાણ વધી ત્યારે તેઓ એ બાઇને તેના ખોરાક વિશે ખૂબ ચીડવતા. કહેતા: "એ તો સસલાનું ખાણું—સસલાનું." પછી તો બંને ભાઇઓએ શરત મારી કે "સૌથી પહેલું કોણ મિસ ડ્યુરેન્ટને સેકેલું માંસ ખવડાવશે!"

માને પોતાના ભાડૂઆત માટે ખૂબ જ અભિમાન હતું. તે તેમના ગપાટા અને હાસ્યમાં સામેલ થતી, તેથી ઇસ્પિતાલનું બીલ ભરાઈ જશે, અને માસીઓના પૈસા પણ ચુકવાઇ જશે ત્યારે બધાં સાથે રહેવાની ખૂબ ગંમત આવશે. તે કહેતી: "પછી તો આપણે નવું ફરનીચર બનાવશું, અને બીજા ભાડૂતો પણ રાખીશું; એટલા બધા ભાડૂતો કે આપણો ખાવાનો ઓરડો પણ ભરાઈ જાય!"

સ્ટેનટન ભાઈઓ કહેતાઃ "અમારા બીજા દોસ્તારો છે, તે પણ અહીં રહેવા માંગે છે."

જે દિવસે બાપુ ઇસ્પિતાલથી ઘરે આવ્યા, તે દિવસે મોટી જાફત રાખવામાં આવી. તે દિવસે અમે નિશાળે ન ગયાં. માએ હિમ્મારને જાફતટેબલ મરજી પ્રમાણે ગોઠવવાની રજા આપી.

હાશ! કેટલો આનંદ! બાપુ ધીમે ચાલીને રસોડામાં આવ્યા, અને પેલી આરામ ખુરસી પર બેઠા, ત્યારે તેમને કેટલી નિરાંત થઈ! હજુ તેમના મોઢા ઉપર ફિકાશ હતી, અને સહેજ દુબળા લાગતા હતા. પણ તેમના મોઢા ઉપર હાસ્ય તેવું જ હતું. માથા ઉપર પાટો બાંધી રાખ્યો હતો. અને હસતાં હસતાં તે કહેતાઃ "અરે! મારું ધ્યાન ન હતું, ત્યારે મારા બધા જ વાળ કાઢી નાખીને માથું બોડકું કરી નાખ્યું!"

દિવસના ભાગમાં બાપુ ઘરે હોય એ અમારે માટે નવાઈ જેવી વાત તો ખરી. પણ આજે કેટલો આનંદ હતો! કેટલાયે દિવસ બાપુ આમ ઘેર રહ્યા.

હું નિશાળેથી પાછી ફરતી, ત્યારે બાપુ રસોડામાં બેઠા હોય. હું દોડી જઈ તેમને દિવસ આખાની ડાયરી આપતી.

મારા જીવનમાં હવે વિનફર્ડની શાળાએ મુખ્ય ભાગ ભજવવાનું શરૂ કર્યું હતું. શાળાની બધી જ છોકરીઓ મારી દોસ્તાર બની હતી. અને કારમેલિટા સહિત મને પોતાને ઘેર પાર્ટીમાં પણ તેડતી. કોઇ કોઈ બુધવારે તેઓ મારે માટે ત્યાં પણ આવતાં. સૌ મારા કાતરિયામાં જઇ બેસતાં, ચોકલેટ પીતાં, કેક ખાતાં અને છેલ્લી પરીક્ષાની વાતો પણ કરતાં.

અમે મોટી મોટી વાતો કરતાં અને કહેતાં: "આવતાં ચાર વર્ષ આપણે સાથે જ ભણીશું."

અમારા વર્ગમાંથી અમે જ એવાં હતાં કે જે 'લોવેલ'ની કૉલેજમાં જવાનાં હતાં.

અમે એકબીજાને અભિમાનથી કહેતાં: "અરે! 'લોવેલ' એટલે શું ! એનું ભણતર એટલે શું !"

અમારાં ભેજાં અમારી મોટાઇથી જરા ચસ્કી ગયાં હતાં. વિનફર્ડની શાળાના ઇતિહાસમાં અમારો જ વર્ગ પહેલો હતો કે જે શાળા પછી પણ સાંજના ભણવા રોકાતો. અમે નાટક પણ ભજવવાનાં હતાં; અને શિવણ ક્લાસમાં અમે અમારો પરીક્ષાનો ઝભ્ભો પણ તૈયાર કરવાનાં હતાં !

નાટકમાં મને બીજા નંબરનું પાત્ર આપવામાં આવ્યું ત્યારે તો જાણે હું સાતમા આસમાને પહોંચી ગઈ. ગ્રીસના એક છોકરા તરીકેનું પાત્ર મને આપવામાં આવ્યું હતું. દુકાનેથી માથા ઉપર પહેરવાની વિગ લાવવાનું કામ બીજી બધી છોકરીઓને ન આપતાં મને જ સોંપવામાં આવ્યું. એ કાળી વાળની વિગ વાસ મારતી હતી. છતાં એ પહેરતાં મને લાગતું હતું કે હું કોઇ મહાન અભિનેતા છું. જ્યારે ને ત્યારે એ વિગ હું માથા ઉપર પહેરતી, અને બાપુજી પાસે જઇ નટખટ અદાથી મારો પાઠ કડકડાટ બોલી જતી.

પાસ થાય પછી કઇ કઇ ભેટો દરેકને મળશે—એ વિષે પણ ચર્ચા ચાલવા લાગી.

મેડલીન બોલી: "મને તો સરસ હીરાજડિત વીંટી મળવાની છે."

હેસ્ટરને સરસ કાંડાનું ઘડિયાળ મળવાનું હતું. થીરાનાં મા બાપ બાળપણમાં તે જે હાર પહેરતી હતી તેમાં સાત નવાં સુંદર મોતી નંખાવી તેને ભેટ આપવાનાં હતાં. કારમેલિટાને પણ કંઇક નવું મળવાનું હતું. એની બહેન 'રોઝ' પગારની તારીખે એક ડૉલર અલગ મૂકતી અને તેને હાથીદાંતની સરસ ભેટ આપવાની હતી.

હું એ બધું જાણવાનો ખૂબ પ્રયત્ન કરતી હતી. અને મને થતું કે મારી દોસ્તારો કરતાં મારી ભેટ હલકી હશે તો કેવું ખરાબ દેખાશે!

મા બોલી: "તો આ છેલ્લી પરીક્ષા પાસ થયા પછી કુટુંબે એક સરસ ભેટ આપવી જોઇએ એવો રિવાજ છે, નહિ!"

હું બોલી: "અરે મારી વહાલી મા! તને ખબર નહિ હોય કે આ પરીક્ષા પાસ કરવી એટલે કંઈ જેવી તેવી વાત ન કહેવાય."

મેં. મી સીલરની દુકાને સેલ્યુલાઇડની બનાવેલ ગુલાબી રંગની સુંદર પેટી જોઈ હતી. એ લેવાનું મને મન હતું. અને તેથી આડકતરી રીતે એનું સૂચન કર્યા કરતી—ત્યાં તો એક દિવસ નેલ્સે મને ખૂણામાં લઇ જઇને કહ્યું: "બહેન! એ લેવા માટે આપણી પાસે પૈસા કયાં છે? તું કેમ ભૂલી જાય છે કે માસીઓના પૈસા હજુ ચૂકવવાના બાકી છે–વળી બાપુ સાજા થાય કે તરત તેમને વગર પૈસે મેડમ બ્રુકેન્ફને ઘરે કામ કરવાનું છે!"

હું ગુસ્સે થઇને બોલી: "એ હું કંઇ ના જાણું–મને ભેટ મળવી જ જોઇએ. ભલા ભાઈ તું કેમ સમજતો નથી? કે ભેટ ન મળે તો મારે કેટલું નીચાજોણું થશે? છોકરીઓ મને પૂછશે ત્યારે?"

નેલ્સને પણ ગુસ્સો આવ્યો. તે બોલ્યો: "મને લાગે છે કે તારું મગજ ચસકી ગયું છે, અને તું યે બગડતી જાય છે"

મેં તરત જવાબ આપ્યો: "જા...જા તું તો છોકરો છે. તને છોકરીઓની વાતમાં શી ખબર પડે?"

એક દિવસ મા અને હું એકલાં હતાં, ત્યારે માએ મને પૂછયું: "બેટા! તને આ મારી ચાંદીની પીન ભેટ તરીકે આપું, તો તને ગમે?"

માને એ પીન માટે ખૂબ મમતા હતી. કારણકે તે તેની પોતાની માની હતી.

મેં ઉતાવળે કહ્યું: "મા એ જૂની પીન લઈને હું શું કરવાની!"

મા બોલી: "બેટા કેટ્રીન! તને એ પીન કેટલી સરસ લાગશે! વળી એ તો તારી દાદીમાની છે."

મેં કહ્યું: "નહિ મા! થેંક્યુ."

માએ અનુનયથી કહ્યું: "પણ બેટા, હું એને પોલીશ કરાવી નવા જેવી કરાવીને આપીશ."

મેં ડોકું ધુણાવીને કહ્યું: "જોને મા, ભેટ તો–તને સાચું કહું? પેલી પેટીની વાત કરી હતી ને, તેવી હોઈ શકે. સીલરની દુકાન-વાળી પેટી. સમજી!"

મને થયું, છેવટે મેં મારા મનની વાત માને અગાઉથી જણાવી દીધી ખરી.

માના મોં ઉપર મેં વ્યગ્રતા જોઇ. પણ તે કશું બોલી નહીં. તેણે હાથમાં રાખેલી એ પીન પાછી ભરાવી દીધી.

હું મારી સખીઓને મોઢે ગપ્પાં હાંકતી–'જોજો ને, પેલી પેટી મારી મા કોઇ પણ હિસાબે મને આપ્યા વિના રહેશે નહિ.' હું તેમને સીલરની દુકાને એ જોવા પણ લઈ ગઈ. તેઓએ કબૂલ્યું કે ભેટ ખરેખર સુંદર હતી. તેમાં એક દાંતિયો હતો; વાળ ઓળવાની બ્રંસકી હતી, એક અરીસો હતો, અને એવું એવું ઘણું હતું .....

છેવટે તે રાત આવી. કેટલા ઉત્સાહમાં હતાં અમે! નાટકમાં હું એક શબ્દ પણ ભૂલી ન હતી. મેં સાંભળ્યું કે મિસ રેકેનલન કહેતાં હતાં કે 'હેસ્ટર કરતાં હું કોઈ રીતે ઊતરતી ન હતી. મેં મારું કામ સરસ કર્યું હતું.' ને મારું સર્ટીફીકેટ લેવા ખૂબ ઉત્સાહમાં હું પ્લેટફોર્મ ઉપર ચડી, ત્યારે બધાએ મને તાળીઓના ગડગડાટથી વધાવી લીધી. મામા–મામી અને બીજાં સંબંધીઓએ જોરથી તાળી પાડી હશે; પણ મને તો એમજ લાગ્યું .કે આ

તાળીઓનો ગડગડાટ હું શાળામાં પ્રખ્યાત છું, તેથી બધાંએ જ કર્યો હશે.

અને હું ઘેર પહોંચી ત્યારે મેં શું જોયું? પેલી મનગમતી સુંદર પેટી.........

મારો આનંદ જોઈ મા અને બાપુ હર્ષઘેલાં બની ગયાં. પણ મેં જોયું, નેલ્સ અને ક્રિશ્ચાઇનનાં મોં ચઢેલાં હતાં. મને થયું કે તેઓ મારી ઈર્ષ્યા કરતાં હતાં. દુઃખ પણ થયું કે એ લોકો મારા આનંદમાં ભાગ લેવા માગતાં ન હતાં!

પેટી લઇ હું કાતરિયામાં પહોંચી ગઈ, દાંતિયા અને કાંસકી કાઢી પેટી ઉપર સુંદર રીતે ગોઠવ્યાં. આ બધું યોગ્ય રીતે ગોઠવતાં મને કલાકો વીતી ગયા.

સવારે માએ મને મોડા સુધી સૂવા દીધી. જ્યારે હું સવારનો નાસ્તો લેવા નીચે ગઈ, ત્યારે તે બજારમાં ચાલી ગઈ હતી.

નેલ્સ છાપામાંથી "જોઇએ છે"ની જાહેર ખબરો વાંચતો હતો. રજા શરૂ થઈ હતી-તેથી તે કંઇ કામ ગોતતો હતો. તે જાહેર ખબરો વાંચતો હતો અને બાપુ તેની સાથે નોકરી સંબંધી ચર્ચા કરતા હતા.

નાસ્તો કર્યા પછી ક્રિશ્ચાઇન અને હું ઉપર સૂવાનો ઓરડો ગોઠવવા ગયાં: મેં કહ્યું: "જરા થોભ, ઉપર જઈ હું મારી સેટ ફરી વાર જોઇ આવું."

ડિગ્માર મારી સાથે ઉપર આવી, અને મારા અરીસાને અડવા લાગી. હું એટલી બધી ખિજવાઈ ગઈ કે તે રડવા લાગી. ત્યાં તો ક્રિશ્ચાઈન ઉપર આવી લાગી. ડિગ્મારને રડતી જોઇ તેનાં આંસુ લૂછતાં બોલી: "બહેન, તું જા પપ્પા પાસે." પછી ક્યાંય સુધી તેણે મારી સામું જોયા કર્યું

મેં કહ્યું: "ક્રિશ્ચાઇન, તું મારી સામે આમ કેમ જુએ છે?"

તે બોલી: "તારે શી પંચાત? તને તો જે જોઇતું હતું તે મળી ગયું છે. પછી?" એમ કહી તેણે મારી પેટી તરફ જોયું; અને બોલી: "છી.. છી...તદ્દન નકામી હલકી ચીજ!"

હું બોલી: "મારી ચીજ વિષે આમ બોલવાનો તને શું અધિકાર છે? હું જાણું છું તું મારી ઇર્ષ્યા કરે છે. પણ યાદ રાખજે માને ન કહી દઉં તો—"

ક્રિશ્ચાઇન બોલી: "કહેજે, જરૂર કહેજે; સાથે સાથે એ પણ પૂછી લેજે કે દાદીમાવાળી ચાંદીની પીનનું શું કર્યું? ખરી હોય તો જરૂર પૂછજે."

હું તો આ સાંભળી હેબતાઈ જ ગઇ અને એકાએક બોલી ઊઠી: "શું કહ્યું? તું એમ કહેવા માગે છે કે માએ પોતાની વહાલી પીન........"

ક્રિશ્ચાઇન જવાબ દીધા વગર ચાલતી થઈ.

હું ભેટની પેટી લઈ ધડધડ કરતી દાદરો ઊતરી રસોડામાં પહોંચી.

બાપુ કોફી પીતા હતા, અને ડિગ્માર સ્ટવની સામે બેસી પોતાની ઢીંગલીથી રમતી હતી. નેલ્સ બહાર ચાલ્યો ગયો હતો.

હું બોલી: "બાપુ, ઓ બાપુ—! શું ખરેખર માએ...ક્રિશ્ચાઇન કહે છે એ વાત ખરી છે?" આટલું બોલતાંમાં મારાથી રડાઇ ગયું.

બાપુએ મને વહાલથી ઊચકી પોતાના ખોળામાં બેસાડી; મારા ખભા ઉપર હાથ ફેરવતાં બોલ્યા: "ગાંડી છોકરી! બસ, ચુપ." કહી સાકરનું એક ચોસલું મારા મોઢામાં મૂકી દીધું.

ઘરનો નિયમ હતો કે બાળકોથી કોફી પિવાય નહીં. મોટા થયા પછી જ કોફી પી શકાય. પણ કોઈ કોઈ વાર આવી રીતે

કોઠીમાં બોળેલો સાકરનો ગાંગડો અમને મળતો ખરો અને અમને એ બહુ ભાવતો.

જ્યારે મારા ડીબકાં બંધ થયાં, ત્યારે બાપુએ ગંભીર થઇ કહ્યું: "જો બેટા, તને એ પેટી ગમતી હતી. તારી માને પોતાની ચાંદીની પીન કરતાં તારું સુખ અને આનંદ વધારે ગમતાં હતાં; તેથી તેણે સીલરને પોતાની ચાંદીની પીન આપી, અને તેણે બદલામાં આ પેટી આપી."

હું બોલી: "પણ બાપુ! મા એમ કરે એ હું જરાયે ઇચ્છતી ન હતી, મને જો ખબર પડી હોત તો કોઈ દિવસ માને..."

બાપુ બોલ્યા: "પણ બેટા! તારી બા એમ કરવા માગતી હતી તેનું શું?"

મેં કહ્યું: "પણ માને તે પીન કેટલી બધી ગમતી હતી! અને દાદીમા પાસેથી વારસામાં એ સિવાય તેને બીજું મળ્યું પણ શું હતું?"

બાપુ બોલ્યા: "પણ કેટ્રીન, તારી મા તને એ વારસામાં આપવા માગતી હતી."

હું ધીમેથી ઊભી થઈ. મેં નક્કી કર્યું કે મારે શું કરવું.

પેટી લઇ હું સીલરની દુકાન તરફ ચાલવા લાગી. રસ્તે મને વિચાર આવ્યો: "પોતાની પીન આપતાં માને કેટલું દુઃખ થયું હશે? અને પરાયા માણસ સાથે આવી વાત કરતાં તેને કેટલી શરમ લાગી હશે!"

મી. સીલરે પેટી તપાસી જોઈ. તે બોલ્યો: "પણ બાઇ, પાછી કેમ લેવાય? એક વાર લેણદેણ થઈ પછી આવું તે કંઇ ચાલે? અને એ પીન તો હું મારી પત્નીને ભેટ આપવા માગું છું. આવતે મહિને તેનો જન્મ દિવસ છે ને!"

વિચાર કર્યા વગર મેં કહ્યું: "ના...ના...એ પીન તમારે પાછી આપવી જ પડશે. તમે કહેશો તો આખી રજા દરમિયાન હું તમારે ત્યાં મફત નોકરી કરીશ. શનિવારે પણ હું આવીશ. વચન આપું છું. એ પીન તો તમે મને પાછી આપો જ."

મી. સીલર કંઇ બોલ્યા નહીં.

આજીજી કરતી હું બોલી: "તમારી દુકાનનાં આ કબાટ હું ચકચકતાં કરી દઇશ. તમારી દુકાન પણ રોજ વાળી આપીશ."

છેવટે મારો આગ્રહ જોઇ તે બોલ્યાઃ "એવું બધું કરવાની કંઇ જરૂર નથી. તને ખરેખર પીન જોઇતી જ હોય તો એ હું તને આપીશ. અને કામ કરવાની બાબતમાં ખરેખર ઇચ્છા હોય તો કહેજે, આપણે કંઈક ગોઠવીશું."

પીન લઇ હરખાતી હરખાતી હું ઘર તરફ વળી, અને બાપુ પાસે જઇ ટેબલ ઉપર તેમની સામે મૂકી દીધી.

અભિમાનથી બાપુએ મારા સામું જોયું. "શાબાશ, બેટા શાબાશ! મેળવતાં બહુ તક્લીફ પડી હશે, નહિ?"

પીનને મારા ફ્રોક ઉપર ખોસતાં હું બોલી: "હું ધારતી હતી તેટલી મુસીબત ન પડી. હું રોજ એ પહેરીશ; એને મારી પાસે જ રાખીશ."

બાપુ બોલ્યા: "તારી મા કેટલી રાજી થશે, કેટ્રીન?" ફરી તેમણે ચોસલું કોફીમાં બોળી મારી સામે ધર્યું.

મેં ના પાડી. કહ્યું: "નહિ બાપુ, ઈચ્છા નથી."

બાપુ બોલ્યા: "કેમ?"

મેં કહ્યું: "એમ જ."

તે એકાએક ઊભા થયા. પ્યાલામાં કોફી રેડી, પ્યાલો મારી સામે ધર્યો.

મેં આશ્ચર્યથી પૂછયુંઃ "હું પીઉં?"

બાપુ સહેજ હસ્યા અને બોલ્યાઃ "હા હા, મારી દીકરી હવે મોટી થઇ ગઇ છે."

હું ટટાર થઇને ખુરસીમાં બેસી ગઈ. જીવનમાં સૌથી પહેલી વાર કોફીનો પ્યાલો ગટગટાવતાં હું આનંદથી થનગની ઊઠી!

## પ્રકરણ ૧૧

હું પાસ થઈ તે પછીનાં થોડાં અઠવાડિયાં અમારે જરા મુસીબતમાં પસાર કરવાં પડ્યાં. નાનાં ભાઇબહેનો સહેજ ગુસ્સામાં પણ હતાં. એ અઠવાડિયાંમાં હું "સીલર એન્ડ સન્સ : દવાના વેપારી"ના માલિક મી. સીલરની દુકાને કામ કરતી હતી.

જોતજોતાંમાં તો દવાની બાબતોમાં હું હોશિયાર બની ગઈ. મારા મોઢામાંથી લેટિન ભાષામાં દવાઓના નામ ગબડતાં. પાણીને હું 'ડીસ્ટીલ્ડ વોટર' ન કહેતી; પણ 'એકવા ડીસ્ટીલીટી' કહેતી, કારણ કે દુકાનની બાટલીઓ પર એ નામ લખેલું હતું. નેલ્સને થોડુંક લેટિન આવડતું, પણ હું મારા જ્ઞાનથી તેને છક કરી દેતી.

એક દિવસ તેને 'એકવા મેનટે પેપ' શું છે, તે ખબર ન પડી; ત્યારે હું ગર્વથી બોલી ઊઠી: "અરે! એકવા મેનટેપેપ એટલે પીપરમીન્ટ. એટલી પણ ખબર નથી ?"

નેલ્સે નાકનું ટેરવું ચડાવ્યું, પણ મેં કશી પરવા કરી નહીં.

હું તેને કહેતી : "અરે ! તને શું ખબર પડે ? મિ. સીલરની દુકાનમાં હવે મારા વગર એક મિનિટ પણ ચાલે એમ નથી. મને તો આશ્ચર્ય થાય છે કે આટલા દિવસ મારા વગર એ દુકાન ચલાવી જ કેમ શકયા ?" કબૂલ કરવું જોઇએ કે મિસીસ સિલરનો મત પૂછવામાં આવ્યો હોત તો તેણે કદાચ મેં કહ્યું તેનાથી ઊંધો જ મત આપ્યો હોત. સૌથી પહેલાં તો મી. સીલરે મને રાખી, એ જ તેમને ગમ્યું ન હતું.

જ્યારે મી. સીલરે કહ્યું કે એમ કરવાથી બપોરનો આખો વખત બીજા કામ માટે ફાજલ પાડી શકાશે, ત્યારે તો એમના ક્રોધનો પારો વધારે ચડયો. બહુ કહ્યું ત્યારે તે બોલી : "તો છોકરીએ એક મહિનો વગર પગારે કામ કરવું પડશે."

દરરોજ બપોર પછી હું ત્રણ કલાક સ્ટોરમાં કામ કરતી, અને શનિવારે સવારમાં. શરૂઆતમાં તો શોભા માટે રાખેલાં કબાટો હું સાફ કરી ચકચકિત કરતી; અને ખાસ કરીને સાકરની કેન્ડીવાળું કબાટ તો હું કયાંય સુધી સાફ કર્યા કરતી.

પછી કવીનીનની કેપ્સુલને બે, ત્રણ અને પાંચ ગ્રેઇનથી ભરવાનું કામ મને સોંપવામાં આવ્યું. કવીનીન મારી આંગળીએ ચોંટી જતું. કલાકો સુધી હાથની કડવાશ જતી નહિ. અરે ! ખાતી વખતે પણ મને કડવું કડવું લાગતું. છતાં હું જાણે મહાન કાર્ય કરી રહી છું, એ ભાવના જરાયે ઓછી થતી ન હતી !

ત્યાર પછી સુંદર ચકચકિત પીળી પેટીઓમાં બોરીક એસીડ અને એપ્સમ સોલ્ટ ભરી તેના ઉપર લેબલ લગાડવાનું કામ મને સોંપાયું. શનિવારે મેગ્નેશીયમ સાઇટ્રેટ ભેળવવાનું કામ હું કરતી.

મને ખૂબ મઝા આવતી. અમુક ઔંસ સાઇટ્રીક એસીડ લઈ તેમાં હું પાણી ભેળવતી, ત્યારે મને થતું, હું જાણે મહાન-પ્રખ્યાત કેમીસ્ટ છું !

એ સોલ્યુશનમાં પાણી-સીરપ વિગેરે હું નાખતી. શીશીઓને બૂચ દેતી, સ્વચ્છ રીતે લેબલ ચોડતી.

આમ જુદાં જુદાં કામો હું કરતી. કોઈ ખરીદવા આવતું ત્યારે આ શીશીઓમાં હું પોટાશીયમ બાયકારબોનેટની ગોળીઓ નાખતી. ઉપર ધાતુની ટોપી ચડાવી દેતી. જુદા જુદા બુચો જુદી જુદી પેટીઓમાં રાખતી જેથી શનિવારે કામ લાગે.

મી. સીલર મારા તરફ બહુ માયાથી વર્તતા, અને શાંતિથી શીખવતા. પણ નાની નાની વાતોમાં ધ્યાન આપવાની તેમને ટેવ હતી. દા. ત. બૂચ અમુક રીતે જ મરાય, લેબલ સીધાં જ આવવાં જોઇએ, કાગળ અને દોરીનો કટકો પણ નકામો ન જવા દેવાય; ખાસ કરીને સાકરની કેન્ડીનાં ચોસલાં પેક કરવા સંબંધમાં તો ખૂબ કાળજી રાખતા.

વધારે પડતી આ કાળજી મને ન ગમતી. મને થતું, કેટલો ચીંગુસ મારવાડી છે ! ખાનાંનાં ખાનાં ભર્યાં છે, છતાં બેટમજી એમાંથી એક પણ ઇધરઉધર થવા દે છે ?

આમ આ દુકાન મારા જીવન સાથે જડાઇ ગઇ. હુ રોજ ત્યાં વહેલી જ પહોંચી જતી અને મોડી ઘેર આવતી. કેટલું બધું ત્યાં શીખી ? દા. ત. હાઇડ્રોસીનીક એસીડની બાટલી તાળાકૂંચીમાં જ રાખવી જોઇએ, કારણ કે તેનો એક ઘંટડો માણસને મારી નાખવા બસ છે. દરેક વસ્તુના ભાવ વિચિત્ર આંકડાથી લખવા પડતા જેથી જથ્થાનો ભાવ તરત નીકળી શકે. નાણાં કેમ લેવાં ? કેવી રીતે ગણીને પૈસા પાછા આપવા ? વિગેરે ધંધાદારી જ્ઞાન પણ મને મળવા લાગ્યું. કોઈ રકાબી ધોવાનું કપડું ખરીદવા આવે તો તરત તેને એ ધોવાનો સાબુ પણ બતાવવો જ જોઇએ. કોઈ કેલોમલ ખરીદવા આવે તો પૂછ્યા વગર જ મેગ્નેશીયમ સાઇટ્રેટની શીશી પણ આપવી જ જોઇએ. એવું બધું ઘણું ઘણું હું શીખી.

પછી તો મને એમ થવા માંડયું કે હું સર્વજ્ઞાનસંપન્ન થઇ ગઈ છું !

પછી તો મી. સીલર બપોરે જમવા જાય ત્યારે મને એકલીને સ્ટોરમાં મૂકીને જાય. એકથી બે વાગ્યા સુધી મને લાગતું કે હુ જ દુકાનની માલિક છું. કોઈ દવા બનાવડાવવા આવતું તો હું મી. સીલરને ટેલિફોન પર પૂછી જોતી.

એકથી બેના ગાળામાં કારમેલિટા મને મળવા આવતી. આવે વખતે કોઈ ઘરાક આવતું તો કારમેલિટા કોઈ ચોપાનિયું ખરીદતી હોય તેવો દેખાવ કરતી. હું આવે વખતે વિચિત્ર રીતે તેને કહેતી: "મેડમ! જુઓ ને, આ પસંદ ના હોય તો બીજું જુઓ. હું આ ભાઈને જરા પતાવીને પાછી આવી બીજાં ચોપાનિયાં દેખાડું."

જેવાં અમે એકલાં પડતાં કે સાકરની કેન્ડીના કબાટ પાસે ઊભાં રહી ગપ્પાં હાંકવા લાગી જતાં.

પહેલું અઠવાડિયું તો અમે વાતો કરતાં કરતાં, આ સુંદર ખાદ્યસામગ્રીને જોયાં કરતાં; અને મનમાં તાલ ગોઠવતાં કે ગજવામાં પાંચ ડોલર હોય તો આમાંની કઈ વસ્તુ આપણે ખરીદીએ?

કદી કદી આખો કલાક આમ પસાર થઈ જતો. અમે વિચારમાં ને વિચારમાં એમાંની અમુક ખાદ્યવસ્તુ ખરીદતાં ન હોઈએ! એમાંની એક વાની અમને બહુ ગમતી. પેલી ચોકલેટ કેટલી રૂપાળી લાગતી? શું એની સુગંધ! અમે કહેતાં: "બીજી કેન્ડી ભલે મોટી હોય, સસ્તી પણ હોય, મોંઘી પણ હોય, પણ પે...લી ચોકલેટ જેવી સ...ર...સ અને સ્વાદિષ્ટ–ઓહ!" મોઢામાં પાણી આવી જતું.

અમે વિચારતાં–ગજવામાં થોડાક પૈસા હોય તો આમાંની એકાદ જરૂર ખરીદીએ અને ખાઈએ; અને રોકડ મેળમાં એનાં નાણાં પણ ચોક્કસ નોંધીએ.

".......પણ ક્યા કરે નર ફાંકડા કે થેલીકા મોં સાંકડા–" એટલે અમે જોઈ જોઈ સુખ માણતાં.

પણ આમ કેટલા દિવસ ચાલે?

એક દિવસ રહેવાયું નહીં. બે ચોકલેટ કાઢી ઉડાવી ગયાં. આ કામ કરવા અમે ગમે તે રીતે મનને મનાવી શક્યાં. અમે

વિચાર કર્યો: 'આટલી બધી ચોકલેટોમાંથી બે ગઈ, તો શું? આખો દિવસ હું ગદ્ધાવૈતરું તો કરતી જ હતી–તો બે ચોકલેટ ના લેવાય? કામના મને પૈસા ક્યાં મળે છે? બિચારી કારમેલિટા પણ રોજ કલાકેક કયાં નથી આવતી!'

મને લાગ્યું કે સીલર શેઠ જૂના વિચારના હોવાને કારણે એમના કારકુન મિસ કૅથેરિનને કામના ગાળામાં કોઈ મળવા આવે એ ગમશે નહીં. પણ મિસિસ સીલરને વારે ઘડીએ એવો ડર નહોતો લાગતો કે ચોરબોર સ્ટોરમાં ઘૂસી જઇ કંઈ ઉપાડી જશે તો? પછી એક કરતાં બે ભલાં, નહિ? કોઈ ઘસી જાય તો કારમેલિટા પોલીસને બોલાવવા દોડી જાય, અને હું બીજું કંઈક કામ કરવાનો ઢોંગ કરું.

તેથી અમે બંનેએ નક્કી કર્યું, કે કારમેલિટા આમ રોજ આવે તે તદ્દન વ્યાજબી હતું અને આ કામ કરવા બદલ અમને બેને કંઇ નહીં તો એક એક ચોકલેટ મહેનતાણા રૂપે મળવી જ જોઇએ, તે વગર ચાલે જ નહીં. પણ આમ જાતે મેળે જ નક્કી કરેલા મહેનતાણાની કોઇને ખબર ન પડે, તે વિશે અમારી ચિંતા વધવા લાગી.

ચોકલેટનાં વીંટણ કચરાની ટોપલીમાં તો નાખી શકાય નહિ. કારણ કે મિસિસ સીલરને કચરાની પેટી તપાસવાની ટેવ હતી. ગલીના રસ્તા પર પણ નાખવાનું શક્ય ન હતું, કારણ કે દિવસમાં કેટલીયે વાર મી. સીલર ઝાડુ લઇને ગલી વાળ્યા કરતા; એમના મનમાં શંકા ઉપજે એવું અમારે કરવું ન હતું.

છેવટે એક યુક્તિ ગોતી કાઢી. દુકાનની પાછળના ભાગમાં મોટી બરણીઓની પાછળ અંધારી જગા હતી. ત્યાં અમે આ કાગળના ડૂચા ફેંકી દેતાં. કોઇને ખબર પડે એમ ન હતું. શનિવાર સુધી તો કોઈ જ જાણી શકે નહીં. પણ અમે ભૂલી ગયાં કે દર

શનિવારે એક માણસ આવી એ બધું સાફ કરતો.

બીજે શનિવારે સાફસૂફ કરતાં તે ભાઈ બરાડી ઊઠ્યા: "એય સીલરશેઠ–એય સીલરશેઠ! આ ચોકલેટના વીંટણનો સંગ્રહ કરવાનું તમને ક્યાંથી સૂઝ્યું?" એમ કહી તે કાગળના ડૂચાઓ મી. સીલર સામે ફેંકવા લાગ્યો.

'બા...પ...રે! માર્યાં ઠાર! હેં? કારમેલિટા અને મેં મળીને આટલી બધી ચોકલેટ ખાઇ નાખી હશે?' મને થયું, મારું હૃદય એકાએક બંધ પડી જશે શું જવાબ આપીશ? મેં ગુપચુપ મી. સીલરના આશ્ચર્યચકિત પણ માયાળુ મોં તરફ જોયું. હું ગભરાતી અને લોચા વાળતી કંઈક બોલવા જતી હતી; અને સીલરશેઠ પણ કંઇક બોલ્યા હોત; ત્યાં તો મા...રા...બા....પ! યમદૂત જેવાં મિસિસ સીલર આવી પહોંચ્યાં! અને આપણા રામ ચુપ!

મિસિસ સીલરની વેધક દૃષ્ટિ આ ડૂચાઓ પર પડી, અને પછી તો ગાળોનો જે વરસાદ શરૂ થયો તે ન પૂછો વાત!

મારા જીવનમાં આજ સુધી કોઇએ આવા સખત શબ્દો મને કહ્યા ન હતા. અને થોડોક વખત મને લાગ્યું કે 'આ સંસાર અને મારું જીવન–બધું જ અસાર છે.'

મને લાગ્યું, જાણે મિસિસ સીલરની જીભ એસીડમાં ઝબોળેલી ન હોય! કારણ કે એસીડનું એક ટીપું પણ કોઇ માણસનું માંસ કોરી ખાવા બસ હોય છે.

મિસિસ સીલરનો નરમમાં નરમ શબ્દ હતો: "ચોર!" બીજાં બધાં વિશેષણોની સાથે સાથે 'ચોર' શબ્દ જાણે લાખેક વાર વપરાયો હશે!

તે કહેતાં હતાં: "ચોર! લૂંટારી, બદમાશ, ડાકુડી! કોર્ટમાં સજા થાય અને જન્મટીપ મળે તોય ઓછું છે. તું કોઈ દિવસ

સુધરીશ નહીં. અને જગતનો કોઈ પણ માણસ તારા પર વિશ્વાસ રાખશે નહીં."

મિસિસ સીલરનો અવાજ અને ઘોંઘાટ એટલો બધો વધી ગયો કે છેવટે દયા લાવી મી. સીલરે અમને દુકાનના પાછળના ભાગમાં જવાનું કહ્યું.

છેવટે મને છૂટી કરી એટલે હું રડતી રડતી ચોકલેટના ખાલી ડૂચા (જે લઈ જવા માટે મિસિસ સીલરે મને હુકમ કર્યો હતો તે) હાથમાં લઈ મા પાસે દોડી ગઈ.

મારા હીબકા બંધાઈ ગયાં હતાં. હું રડતી રડતી બોલતી હતી પણ બિચારી મા કંઇ સમજતી ન હતી. ઘણી વારે તે થોડુંક સમજી, ત્યારે પણ એ સમજી શકી નહીં કે શા માટે મને પોતાના ઉપર આટલો તિરસ્કાર છૂટતો હતો.

તે માત્ર એટલું બોલી: "પણ બેટા કેટ્રીન ! પહેલાં તું હીબકાં ખાવાનું બંધ કર."

શબ્દો એટલા બધા માયાળુ હતા કે હું ફરી વાર ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. મને થયું: આવી માયાળુ માની હું કેટલી નઠારી છોકરી ! કેટલું શરમજનક ! 'ચોર !'

માએ ટુવાલ ભીનો કર્યો અને તેનાથી મારું મોઢું લૂછી નાખ્યું. એ ઠંડો ટુવાલ ક્યાંય સુધી મારા માથા ઉપર મૂકી રાખ્યો. પછી બોલી: "શાબાશ ! મારી ડાહી દીકરી–બસ."

હું આવડી મોટી હતી, છતાં માએ મને પોતાના ખોળામાં બેસાડી, અને ખભા હલાવી મને હિંચકાવવા લાગી !

ધીમે ધીમે મેં માને આખી શરમજનક વાત કહી સંભળાવી. પછી મિસિસ સીલરે કહેલા શબ્દો હું કહેવા લાગી, ત્યારે માએ પોતાના પગ હલાવવાનું બંધ કર્યું અને મને જોરથી ભીડી લીધી.

હું મા શું કહેશે તેની રાહ જોવા લાગી. જરૂર પડે મા સખત પણ થઇ શકતી અને અમારો ગુનો હોય તો અમને શિક્ષા પણ કરતી. મને થયું, મેં મોટો ગુનો કર્યો છે, મને શિક્ષા કરે એ એ તદ્દન વ્યાજબી છે.

એકાએક મા એવી રીતે ઊભી થઇ કે હું લગભગ ગબડી પડી. નળ પાસે જઈ પ્યાલામાં પાણી ભરી તેણે પીધું. પછી એવી ટટ્ટાર અને મક્કમતાથી ઊભી રહી કે મને ફરીથી રડવું આવ્યું.

મેં આજીજી કરી કહ્યું: "ઓ....મા. ! તું પણ નારાજ થઇશ ?"

તે ફરી અને એકદમ મારી પાસે આવી અને મારા ધ્રૂજતા હાથ પોતાના હાથમાં લઈ બોલી : "કેટ્રીન, હું નારાજ થઇ છું. પણ તારાથી નહીં. એ તો પછી જોવાશે. જો બેટા, મારી સામું જો."

મેં માના મોઢા સામું જોયું અને મને લાગ્યું કે તે હસવાનો પ્રયત્ન કરતી હતી.

મા બોલી : "સાંભળ, એક અગત્યની વાત કહું. કદાચ હું તને બરોબર સમજાવી નહીં શકું. પણ યાદ રાખ. એવી વાત તારા હૃદયમાં ઊતરવા ના દઇશ કે તું ચોર છે. અને તેં ચોરી કરી છે." કહી તેણે મારા હૃદય પર હાથ મૂક્યો.

હું બોલી : "પણ ના ! મેં ચોકલેટ લીધી તો હતી જ. અને મિસિસ સીલર કહેતાં હતાં કે..."

મા બોલી : "કેટ્રીન, યાદ રાખ અને મારા પર શ્રદ્ધા રાખ, કે તું ચોર નથી. તું ઘણી સારી છોકરી છે."

મેં માથું ધુણાવ્યું.

તે બોલી : "તેં મૂર્ખાઇ કરી છે. હા, તે ખોટું કર્યું છે; પણ કંઇ પાપ કર્યું નથી. તું કેટલી નાની છે; અને આ ઉંમરે બાળકને મિઠાઈ ખાવાનું મન થાય એ તદ્દન સ્વાભાવિક છે."

હું બોલીઃ "પણ મા! તું કેમ સમજતી નથી ?"

મા બોલીઃ "અરે ગાંડી! હું સમજું છું તેથી જ સ્તો……." એમ કહી તે ખડખડાટ હસવા લાગી.

હું આશ્ચર્યથી મા સામે જોઈ જ રહી : "મા, તું હસે છે ?"

"છોકરી! હસવું જ જોઇએ. તારે પણ હસવું જ જોઇએ." અને જાણે શબ્દો ગોતતી હોય તેમ ફાંફાં મારતી તે બોલીઃ "જો, હસીએ નહીં તો આ હૃદય છે ને....તેમાં કંઈ કંઈ થઇ જાય. હસવાથી માણસને પોતાની ભૂલ સમજાઇ જાય છે અને તેથી તે સુધરે છે, બીજી કોઇ વાર આવી ભૂલ ન કરવાનું નક્કી કરે છે. તેથી હસ, બેટા, હસ. જેથી તું તારૂં માથું ઊંચું કરીને જગતમાં આગળ વધી શકે."

મેં મારું માથું નીચું કર્યું અને બોલીઃ "પણ મા! મને એ વિચાર આવે છે ત્યારે એટલી બધી શરમ લાગે છે કે ન પૂછો વાત !"

તરત મા બોલીઃ "શરમ આવે તે વ્યાજબી છે, તે જ બતાવી આપે છે કે ભવિષ્યમાં તું એવું નહીં કરે, પણ બેટા, તને એ સમજાતું નથી કે દુઃખ અને શરમ સાથે હાસ્ય પણ આવશ્યક છે ?"

હું બોલી : "બને."

મા બોલીઃ "સાંભળ હું તને કહું, હું શા માટે હસી ? એક મઝાની વાત યાદ આવે છે.

...ત્યારે હું જેનીમાસીને ત્યાં રહેતી હતી. તારા બાપુ સાથે હું પરણવાની હતી તેથી તેઓ મને મળવા આવતા હતા. દર રવિવારની સાંજે તારા બાપુ મને અચૂક મળવા આવે. અમે ગરીબ હતાં, પણ જેનીમાસી એ સાંજ માટે કંઇ ને કંઇ નવી વાનગી બનાવીને તૈયાર રાખતાં.

એક વાર એમણે સું...દ...ર મજાની કેક બનાવી. તેના ઉપર ખાંડનું સફેદ મોટું પડ પણ ચઢાવ્યું. મને લાગ્યું કે આવી સુંદર કેક તો મેં કોઇ વાર જોઇ પણ ન હતી. હું સાવ નાની હતી. અને મને લાગતું કે આવી મિઠાઇ કોઈ દિવસ મને ખાવા મળતી નથી."

આમ બોલતાં બોલતાં માની આંખ જાણે ભૂતકાળની મીઠી સ્મૃતિમાં ઊતરી ગઇ હોય એવું મને લાગ્યું.

તે આગળ બોલી : "અને પછી....ખબર છે? મેં શું કર્યું? અને તો એ સફેદ પડ એટલું સ...ર...સ લાગ્યું કે છાનીમાની હું તો એ ખાવા લાગી. જરાક પણ વખત મળે એટલે પીંજરા તરફ ગઇ જ હોઉં. અને એક એક કટકી મોઢામાં મૂકતી જ હોઉં. આપણા રામને ખબર જ ન પડી કે ઉપરનું ધોળું પડ તદ્દન સફાચટ થઇ ગયું છે. સમજી બેટા?"

હું અને મા હસવા લાગ્યાં.

મેં પૂછયું, "પછી શું થયું?"

મા બોલી: "થાય શું? જેનીમાસી મારા ઉપર ગુસ્સે થયાં. થાય જ ને? તે રાત્રે તારા બાપુ આવ્યા ત્યારે એવી ને એવી જ કેક ખાવામાં મૂકી, અને હસતાં હસતાં મારા પરાક્રમની કહાણી પણ સંભળાવી નાખી!"

પછી મેં પૂછયું : "પછી બાપુ શું બોલ્યા?"

માના મોં પર વિચિત્ર હાસ્યનું મોજું ફરી વળ્યું. તે બોલી : "મને પરણ્યા, બીજું શું?"

હું તદ્દન શાંત થઈ ગઇ હતી. અને માને અઢેલીને ચુપચાપ બેસી ગઇ હતી.

માએ મારા ગાલ ઉપર મીઠી ટપલી મારતાં કહ્યું: "કેમ? હવે

હસવું આવે છે ને ? યાદ રાખ, તેં જે કર્યું છે તે કંઈ કોઈ મ...હા...ન પાપ નથી. અને એથી દુનિયા ઊંધી વળી જવાની નથી અને તેથી મનમાં 'હું ચોર છું' એવો બળાપો જરાયે આણવાની જરૂર નથી."

મેં કહ્યુંઃ "તો હું ખરેખર સારી છોકરી છું ?"

મા બોલીઃ "ચોક્કસ; પણ સહેજ ગાંડી ! 'અને લે, તેં જે ચોકલેટ ખાધી છે, એના પૈસા આપણે ભરી દઈશું'–પછી કંઇ ? પણ તું જરાયે ખરાબ નથી એ ધ્યાન રાખજે.'

હું બોલી : "મા ! તું સાચું કહે છે. હું ખરાબ નથી."

મા બોલી : "તું સારી છોકરી છે, લે, હવે તું એક કામ કર. આ બટેટા છે ને, તેને છોલી નાખી ભાણું તૈયાર કર. મારે જરા કામે જવાનું છે." બોલતાં બોલતાં તેના મોઢાના ભાવ સ્હેજ બદલાયા; અને તૈયાર થઇ બહાર જવા લાગી, ત્યારે તેના મોં પર હાસ્ય ન હતું.

✿

# પ્રકરણ બારમું

બન્યું એવું કે ટ્રીનામાસીને કાને કંઈક વાત આવી, અને તે જેનીમાસી જાણે એ પહેલાં. પછી જોઈ લો વાત. તે સીધે સીધું કહેવાને બદલે આમતેમ કંઈક ગોળ ગોળ બોલતાં; અને જ્યારે કોઇક કંઈક પૂછતું, ત્યારે બહુ જ દુઃખથી પોતાનું માથું ધુણાવતાં અને પછી સર્વજ્ઞાતા હોય તેમ નિઃશ્વાસ નાખીને બબડતાઃ "અરે રે! બિચારાં એલનામાસી!"

બધી માસીઓ અમારા રસોડાના ટેબલ આસપાસ ગોઠવાયાં હતાં, અને મા સાથે કૉફી ગટગટાવતાં હતાં. હું રકાબીઓ ધોઇને લૂછતી હતી; અને જાણી જોઇને મોડું કરતી હતી જેથી બધી વાત સાંભળી શકું. અમારાં મોટાં માસીબા એલનાની વાત જાણવા હું ખૂબ ઇંતેજાર હતી કારણ કે તેમના કરુણ જીવનની કહાણીમાં ન જાણે કેમ મને ખૂબ જ રસ હતો.

પણ જેનીમાસી એવાં તો ઉસ્તાદ, કે ટ્રીનામાસીને ઊભરો ઠાલવવાની તક જ આપતાં ન હતાં; અને આડીટેડી બીજી જ વાતો કર્યા કરતાં હતાં. માર્થામાસી ટ્રીનામાસીને કંઇ પૂછવાની અણી પર હતાં; ત્યાં તો જેનીમાસીએ મોટે અવાજે કહ્યું: "એય! સાકર આ બાજુ લાવોને."

જેનીમાસીની આ ટેવ હતી. એમને કોઇ માણસ ગમતું નહીં, ત્યારે તેની વાત કોઇ દિવસ સાંભળતાં નહીં. એલના-

માસી સાથે એમને જૂની તકરાર હતી. મને યાદ છે કે બીજી માસીઓ મોઢેથી એલનામાસીની વાત આવે ત્યારે છી...છી... કરતાં, પણ એમનાં હૃદયમાં તો એમને ગમતું કે કુટુંબમાં એલના-માસી જેવી જબરદસ્ત બાઇ હતી ખરી.

જેનીમાસી જરાક ગુસ્સામાં હતાં. કારણ કે તેમનું હાઇસ્ટ્રીટમાં આવેલું બોર્ડિંગ હાઉસ બરોબર ચાલતું ન હતું. તેમણે વાસણ ખરીદવા પૈસા ઉછીના લીધા હતા. અને ઓનમાસા અને પીટર-માસાની મદદથી—એમને કામે લગાડીને રસોડું અને જમવાનો ઓરડો મોટો કરાવ્યો હતો. છતાં નવા ભાડૂતો આવવાને બદલે જૂના હતા, તે ય ચાલ્યા જતા હતા!

આ બધું તો મેં સાંભળ્યું હતું એટલે મારી ઈચ્છા એવી હતી કે ટ્રીનામાસી જ મોટાં માસીબા (એલના)ની વાત કહે. શું હશે? શું બન્યું હશે? એલનામાસી તો એટલાં ઘરડાં થઇ ગયાં હતાં કે કંઇ પણ સાંભળી શકતાં ન હતાં! તેઓ તો અમારે મન કોઈ વાર્તાના પાત્ર જેવાં બની ગયાં હતાં. મને યાદ છે, જ્યારે અમે એ ઘરડાં, વાંકાં વળી ગયેલાં, ધોળા વાળવાળાં માસીબાને જોતાં, ત્યારે અમને થતું કે જુવાનીમાં એમનામાં એવું તે શું હશે જેથી તેમના પ્રેમીએ આત્મઘાત કર્યો હશે?

અમારા નાનકડા જીવનમાં બહુ મોટા પ્રસંગો બનતા નહીં. અને તેથી જ્યારે આ માસીબાની વાતો મોટેરાંઓ નોર્વેજિયન ભાષામાં ઘુસપૂસ કરતાં, ત્યારે એ સાંભળવાનું અમને ઘણું મન થતું; અને મઝા આવતી.

વાત આમ હતી:

નાની એલના બહુ સુંદર હતી. અને એવા મક્કમ મનની, કે ન પૂછો વાત! કોઈની એ પરવા કરતી નહીં. મોટેરાંનું માનતી નહીં, અને આમથી તેમ રખડતી.

લાર્સના દીકરા પેડર સાથે એમનું વેવિશાળ થયું હતું. અને દાદીમા કહેતાં: 'છોકરીને ગમે તેટલું સમજાવો પણ કેમેય કોઈનું તે માનતી જ નથી.'

પેડર અને તેમનો સ્નેહ જોવા જેવો હતો. જેટલાં લાડ કરતાં, તેટલાં જ લડતાં. બીજી જ ક્ષણે પાછાં એકનાં એક!

બંનેને ઘોડેસવારીનો ખુબ શોખ; અને એ દિવસોમાં જ્યારે સ્ત્રીઓનું સ્થાન ઘરમાં જ હોય એવી માન્યતા હતી, તે વખતે આ છોકરી ગમે તેવા મસ્તાની ઘોડા પર ચડી, પોતાના ભાવિ પતિ પાછળ પાછળ પહાડ, અને વનમાં ભટકતી. આનું પરિણામ સારું નહીં આવે એમ કુટુંબીઓ માને, તો તે નવાઇ જેવું ન કહેવાય! પેડરની પાછળ પાછળ ઘોડા પર ધસમસતી આ જુવાન છોકરીને જોઈ સૌ આશ્ચર્યચકિત થતાં! એટલું જ નહીં, પણ તેમને આ બહુ જ વિચિત્ર લાગતું.

પણ એક દિવસ બંને વચ્ચે એક ઘોડા વિષે જ તકરાર થઇ. પેડરે નવો ઘોડો ખરીદ્યો હતો. થોર નામના આ કાબરચીતરા ઘોડા ઉપર પોતાને સવારી કરવા દેવા માટે એલનામાસી પેડરને વિનવવા લાગી.

પેડરે કહ્યું: "ના....ના....ઘોડો બહુ મસ્તાન છે, હજુ એના ઉપર કોઇએ સવારી કરી નથી."

એલના એકદમ ક્રોધમાં ભરાઈ કહેવા લાગી: "ભલે તેમ હોય. હું તો બેસવાની, બેસવાની ને બેસવાની જ."

પેડર બહુ ગુસ્સે થયો અને કહેવા લાગ્યો: "મને લાગે છે કે તારે મરવું છે!"

વાત વધી પડી. પેડર એકલો ક્રિસ્ટાનીઆ ચાલ્યો ગયો. થોડે દહાડે વહેતી વહેતી વાત આવી કે તે ભાઈસાહેબ કોઈ બીજી છોકરીને પરણીને ઘેર આવી ગયા.

પાડોશીઓને મોઢે એલનાએ સાંભળ્યું: "અરે! નાની મ...આ...ની ઢીંગલી જેવી વહુ લાવ્યો છે! એવી તો નમ્ર છે, એવી તો શરમાળ કે ધણી સામે એક શબ્દ પણ ઉચ્ચારતી નથી."

આ સાંભળી એલનાનું માથું ઠમકયું. અને તે એટલું જ બોલી: "તો તો મારે અભિનંદન આપવા જવું જ પડશે."

માબાપે ઘણું યે સમજાવ્યું, બહેનોએ હાથ જોડ્યા, પણ તે એકની બે ન થઈ. તેણે તો પોતે પરણતી વખતે જે ઝભ્ભો પહેરવાની હતી, તે પહેર્યો અને વાળ ઓળ્યા.

તે જમાનામાં કુંવારી છોકરી આ પ્રમાણે વાળ ઓળે તે અજુગતું ગણાતું. લોકોને ઘણું જ આશ્ચર્ય થયું. કોઈની પણ પરવા કર્યા સિવાય લગ્ન પ્રસંગની તમામ ભેટો લઇ, પોતાની ઘોડી પર ચડીને તે પેડરને અભિનંદન આપવા ચાલી નીકળી.

ત્યાં પહોંચી, ત્યારે તેણે જોયું તો પેડરના સંબંધીઓ વરવધૂને અભિનંદન આપવા ભેગાં થયાં હતાં. એલનાને ઘોડી પર ચડીને આવતી જોઇને તેમનાં મોં આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં.

તે સીધી જ પેડર અને તેની પત્ની પાસે પહોંચી, અને બધી જ ભેટસોગાદો નવવધૂના પગમાં મૂકી દીધી. ને બોલી: "તમારે માટે. આ બધી ભેટસોગાદો હું તમને આપું છું."

પેડર ધૂંઆપૂંઆ થઇ ગયો. તે બોલ્યો: "તને શરમ નથી આવતી!" પછી પોતાની પત્નીને કહેવા લાગ્યો: "ખબરદાર, આ ચીજોમાંથી એકને પણ હાથ લગાડયો છે, તો."

પેડરની વહુએ પોતાનું માથું એલના તરફ ફેરવી કહ્યું: "આ ભેટસોગાદોની મને શી પડી છે! આવો સરસ વર મળ્યો છે પછી!"

એલનાની આંખ તો પેડરના મુખ પર ચોંટેલી હતી, અને

રામ જાણે તેણે ત્યાં એવું તે શું જોયું, કે તે વિચિત્ર રીતે હસી, અને મોઢું મચકોડી બોલી: "હા, હા. ખરેખર, પેડર મળ્યાં છે." એટલું બોલી અભિમાનપૂર્વક બહાર નીકળી ગઈ.

મહેમાનોને નિરાશા થઇ કે કંઇ રંગ જામ્યો નહીં. તે ખિસિયાણી પડી વિચિત્ર રીતે ઊભા રહ્યા, અને કોઈ કંઇ બોલે એમ આશા રાખવા લાગ્યા. એલના પોતાની ઘોડી પાસે ગઈ, તેના કાનમાં કંઇક ધીમે ધીમે કહેવા લાગી. જવાબમાં ઘોડી હણહણી અને પેડરના દુઃખી ચહેરા તરફ જોવા લાગી.

થોડી જ વારમાં, આંખના ઝબકારામાં બન્યું હોય તેમ, તેમણે ઘોડાના ડાબલાનો વિચિત્ર અવાજ સાંભળ્યો! પેડરે બારણું ખોલી જોયું તો સૌની નવાઇનો પાર ના રહ્યો. એલના પેલા કાબરચીતરા ઘોડા ઉપર બેસીને પહાડના રસ્તા તરફ ધસમસતી જઇ રહી હતી!

પેડરે ગાંડાની જેમ બૂમબરાડા પાડી તેને રોકાવાનું કહ્યું, પણ એલના માત્ર ખડખડાટ હસી.

બીજી જ ક્ષણે પેડરે એલનાની ઘોડી ઉપર છલાંગ મારી અને એડી મારી ઘોડીને એલના પાછળ છોડી મૂકી.

ત્યાર પછી શું બન્યું? એ વાત કોઇ કહેતું નહીં. કારણ કે કોઈ જાણતું ન હતું! એલનામાસી જાણતાં હોય, પણ તે રાત પછી તેમણે આ સંબંધી એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો. ઘોડી રસ્તા પરથી ગબડી, કે પછી તેના તંગ ઢીલા થઈ ગયા. રામજી જાણે, પણ એટલું ચોક્કસ કે પેડર એક મોટા ખડક ઉપર પટકાયો, અને ક્ષણેકમાં તો તેના રામ રમી ગયા!

કહેવાય છે કે એલના પાછી વળી, ત્યારે તે કાબરચીતરા ઘોડા ઉપર બેઠેલી હતી. તેના એક હાથમાં ઘોડીની લગામ હતી, અને ઘોડી ઉપર પેડરનો મૃતદેહ બાંધેલો હતો. પેડરને ઘેર પહોંચી,

ઘોડીની લગામ એની પત્નીના હાથમાં આપી તે બહુ જ ધીમેથી બોલી: “હવે ખરેખર તને પેડર મળ્યો છે!”

આ પ્રમાણે માસીઓ એલનામાસીની વાત કરતાં હતાં.

બાકીની વાતમાં બહુ રસ ન હતો. પછી એલનાનાં માબાપે તેને અમેરિકા મોકલી દીધી. અને તેણે ત્યાં મીશન સ્ટ્રીટમાં કેટલાંયે વર્ષો સુધી કામ કર્યું.

વર્ષો જતાં માસી ઘરડાં થયાં, અને ગંભીર બની ગયાં. કોઇ કોઈ વાર જ તે પોતાની બહેનો અને બહેનોનાં છોકરાંને મળવા જતાં તેથી અમે તેમના સંસર્ગમાં બહુ આવ્યાં નહોતાં.

હું છેલ્લું વાસણ માંજતી હતી ત્યાં તો જેનીમાસી ઊભાં થઇ બોલ્યાં: “તો હું જાઉં છું.”

હું મનમાં બહુ રાજી થઇ: “હાશ! હવે ટ્રીનામાસી કંઇક વાત કરશે.”

પણ મને નિરાશા સાંપડી.

વાત એટલી જ હતી કે એલનામાસી એટલાં ઘરડાં થઈ ગયાં હતાં કે તેમને ‘વૃદ્ધાશ્રમ’માં લઇ જવાનાં હતાં. આથી મા અને બીજી માસીઓને બહુ જ આશ્ચર્ય અને દુઃખ થતું હતું.

“એ બની જ કેમ શકે? એલનાબહેને કંઇ પણ બચાવ્યું નથી?” માએ પૂછ્યું.

ટ્રીનામાસી બોલ્યાં: “બચાવ્યું તો હશે જ ને બહેન! પણ એટલાં તો બહેરાં થઇ ગયાં છે કે હવે કંઇ કામ કરી શકે એમ નથી. બધી બચત બહેરાશ મટાડવામાં ડાક્તરોના બીલમાં ખર્ચી નાખી છે.”

મા એકદમ બોલી: “તો તો આપણે કંઇ કરવું જોઇએ.”

બધી માસીઓ તૈયાર હતી. તેઓ એલનામાસીને પોતાને ઘેર

સંઘરવા તૈયાર હતાં, પણ ડોશી માનશે ખરાં ? એમનું સ્વાભિમાન તેમ કરવા દેશે ખરું ?

મને વાતમાં કંઈ બહુ રસ પડયો નહીં. મને એમ તો થયું કે આપણું કોઇ સગું, ભલે ને તે દૂરનું જ હોય, આમ ગરીબ તરીકે આવા આશ્રમમાં જાય, એ કુટુંબ માટે કેટલું શરમજનક કહેવાય ? પણ બીજું શું થઇ શકે ? માસી જ કુટુંબીને ત્યાં મફત રહેવાને બદલે આશ્રમમાં રહેવાનું વધારે પસંદ કરે તેવાં હતાં.

શનિવાર હતો. હું નીચે આવી ત્યારે જોયું કે નાસ્તાની બધી રકાબીઓ તેમની તેમ જ પડી હતી. મા પોતાના ઓરડામાં સૂતેલી હતી. મોઢા પર માંદગીનાં કોઇ ચિહ્ન દેખાતાં ન હતાં.

મા બોલી : "કેટ્રીન, તું તારો નાસ્તો હાથેથી લઈ લે. પછી ડિગમારને લઈ બહાર રમવા જા."

મેં કહ્યું : "મા, કેટલું બધું કામ પડયું છે ! ઓરડાઓ સાફ કરવાના છે. ચાદરો બદલવાની છે. દાદર વાળવાનો છે. બધી રકાબીઓ પણ સાફ કરવાની છે."

માએ હસીને કહ્યું : "વાંધો નહીં, પડી રહેવા દે એ બધું. આજે મહેમાન આવવાના છે."

મને થયું, મા ચોક્કસ માંદી છે. મહેમાન આવવાના છે, અને ઘરનાં તો ઠેકાણાં નથી !

મારું આશ્ચર્ય જોઇ મા બોલી : "એલનામાસી આવવાનાં છે."

હવે હું સમજી. જાણી જોઇને હું નાસ્તો લેવામાં મોડું કરવા લાગી, અને મોટા માસીબા પધાર્યાં ત્યારે હાજર જ હતી.

માએ માસીને હાથ જોડતાં કહ્યું : "માફ કરજો, ઘર જરા ગંદું છે, નહિ ? સાફસૂફી થઈ શકતી નથી." પછી મને કહ્યું : "કેટ્રીન, કોફી બનાવ. જોજે, પુષ્કળ બનાવજે, હોં."

એલનામાસીએ તીક્ષ્ણ દૃષ્ટિથી મા સામું જોયું, અને સખ્તાઇથી બોલ્યાં : "કેમ, ફરીથી !"

મા સહેજ હસી અને ડોકું ધુણાવી બોલીઃ "ના."

માસીબા મોટી આરામખુરસીમાં બિરાજ્યાં, અને ઊંચે અવાજે બોલ્યાંઃ "તેથી જ તો તું થાકી પથારીમાં પડી છે. ઘરનાં કામકાજમાં કંઇ ઢંગધડો દેખાતો નથી."

માએ નિઃસાસો મૂકયો. કંઇ બોલવા જતી હતી, ત્યાં તો એલનામાસીએ ઉમેર્યું : "કંઇ નહિ, હું જાણું છું. તું આમ પડી રહે એમ મનાતું નથી. આ ઘરમાં મારી જરૂર છે. તેથી જ તારે ત્યાં જ રહેવા આવવાની છું."

માએ ડોકું ધુણાવ્યું.

પછી એલનામાસી ગુસ્સે થતાં હોય એમ બોલ્યાંઃ "પણ યાદ રાખજે, તું મને બેઠી બેઠી ખવડાવે, એ નહીં ચાલે. મને કામ કરવા દેવું પડશે."

માએ વિનયથી કહ્યું: "ભલે, માસીબા, એમાં શું ? અમને તો એ ગમશે."

પણ એલનામાસી બોલ્યાંઃ "તારે ત્યાં બે મોટી મોટી છોડીઓ છે. તને એ મદદ કરતી હશે. પછી મારું શું કામ ? હું કોઇને ભારરૂપ થવા માગતી નથી."

મા, માર્થામાસી, સિગ્રિડમાસી અને ટ્રીનામાસી વિષે કંઈક વાત કહેવા લાગ્યાં, પણ માને રોકી તે બોલ્યાં: "હું એ કંઈ સાંભ-ળવા માગતી નથી. એમનું નામ પણ સાંભળવું નથી. મને કોઇની પડી નથી. હું મારે રસ્તે...મૂઈ હું...મરતી યે નથી !"

મા પથારી પર બેઠી થઈ અને માસીનો હાથ પકડી કંઈ કહેવા લાગી. પણ માસીએ હાથ ઝૂંટવી લીધો.

મા બોલી: "પણ તમારે માટે હું કામ ગોતી દઉં, તો ? તમે હજુ મજબૂત છો."

માસી બોલ્યાં: "સિત્તેર વર્ષની તદ્દન બહેરી, ઘરડી ડોસલીને કોણ નોકરી આપવાનું છે ? મારું તે કંઈ જીવન છે ? રાત આખી મને ઊંઘ આવતી નથી. ઊંઘ આણવા કલાકો સુધી આમથી તેમ આંટા મારવા પડે છે; ત્યારે મળસ્કે આંખ માંડ મિંચાય છે. ના.... ના...ના, હું જીવનથી અને માણસોથી તદ્દન કંટાળી ગઈ છું. લોકો બૂમબરાડા પાડી મારા કાન ફોડે છે; પણ હું કંઈ સમજતી નથી. મને તો તદ્દન એકાંત જીવન, અને એવી કોઈ નોકરી મળે તો .. પણ તે અશક્ય લાગે છે."

મા બોલી : "પણ એવી નોકરી મળી આવે તો તમે લેશો કે નહીં ? એ વાત કરો."

એલનામાસી બોલ્યાં : "શા માટે નહીં ? હું એવી સાવ ખલાસ નથી થઇ ગઇ. પણ એ આશા નકામી છે. ચાલ, ઊભી થા, જતાં પહેલાં તારું રસોડું વિ. જરાક ઠીકઠાક કરી દઉં."

મા બોલી : "કેવું સરસ ! માસીબા, તમારી પેલી આદુરોટલી (જીંજર બ્રેડ) મને બહુ ભાવે છે. એ બનાવશો ? હું જરા દુકાને જઈ આવું."

એલનામાસી રસોઈ સુંદર બનાવતાં. તે તુરત કામે વળગ્યાં. બાપુને ભાવતી બધી વાનીઓ બનાવવામાં મશગૂલ થઈ ગયાં.

ત્યાં તો જેનીમાસી દાખલ થયાં.

તેમણે એલનામાસીને રસોડામાં જોયાં, કે તરત પાછા ફર્યાં, અને માને ધમકાવતા બોલ્યાં : "તો તેં આ માટે મને ફોન કર્યો હતો, કેમ ?"

માએ જેનીમાસીનો હાથ પકડી તેમને શાંતિથી ખુરસી પર બેસાડી કહ્યું : "તમે બેસો, હું કહું તે શાંતિથી સાંભળો. એલના-

માસી; તમે પણ." છેલ્લા શબ્દો એલનામાસીને ઉદ્દેશીને કહ્યા. કારણ કે તે પણ જેનીમાસીને જોઈ પોતાનો કોટ પહેરવા લાગ્યા હતાં!

એલનામાસી ગુસ્સાથી બોલ્યાં: "મારે કંઇ સાંભળવું નથી."

મા બોલ્યાં: "પણ મારી સામું તો જુઓ. અને જેની, મારી વાત પૂરી સાંભળ્યા સિવાય વચમાં બોલીશ નહીં."

માએ ત્રણ પ્યાલામાં કોફી રેડી, બે પ્યાલા બંને માસીઓને આપતાં કહ્યું: "સાંભળો. સૌથી પહેલી વાત તો એ કે આપણે સૌ એક કુટુંબનાં છીએ."

ત્યાં તો એલનામાસી ગર્જ્યાં, અને તાડૂકયાં: "મને કોઈની મદદની પડી નથી."

મા બોલી: "પણ અમારામાંથી કોઈને તમારી મદદની જરૂર પડી હોય તો?"

જેનીમાસી આશ્ચર્યથી મા સામું જોવા લાગ્યાં. એલનામાસી ચુપ રહ્યાં.

પછી મા બોલ્યાં: "જુઓ, આ રહી જેની. તે સાવ એકલી છે. નધણિયાતી છે. બોર્ડિંગ હાઉસમાં ખર્ચ્યું છે તે બધુંએ ગુમાવી બેઠી છે....જેની, મને કહેવા જ દે; કારણ કે તને સારું રાંધતાં આવડતું નથી."

હું આશ્ચર્યથી માના શબ્દો સાંભળી રહી.

જેનીમાસીનું મોં ગુસ્સાથી લાલચોળ બની ગયું. તે ગુસ્સામાં જ બોલ્યાં: "કોણ કહે છે કે મને સારું રાંધતાં નથી આવડતું? મારા જેવું......."

મા ગંભીરતાથી બોલી: "બિચારી જેની! રાત અને દિવસ

કામ કર્યા કરે છે, પણ કંઇ વળતું નથી. ત્રેવીસ બાહુતો–ત્રેવીસ બોર્ડરો–મકાનમાં રહી શકે તેવી બધી જ સગવડ તેણે કરી છે. પણ રહે છે માત્ર કેટલાં? જેની?"

જેનીમાસી અણગમો દર્શાવી બોલ્યાં: "પાંચ."

મા બોલ્યાં: "જ્યો, કેવી સારી તક છે! એલનામાસીને કંઇ પણ કર્યા વગર, અને ખાસ કરીને રાંધ્યા વગર ચેન પડતું નથી. એમના જેવી લહેજતદાર રાંધનારી મેં હજુ સુધી જોયેલી નથી. છતાં બિચારાંને અજાણ્યા લોકો વચ્ચે દુઃખમાં જીવન પસાર કરવું પડે છે."

જેનીમાસી બોલ્યાં: "તમારી અક્કલ ઠેકાણે છે કે નહિ? ખબર નથી કે મારે અને એમને બારમો ચન્દ્રમા છે?"

વચમાં એલનામાસી તાડૂક્યાં: "અરે! જેનીમાસીને ત્યાં કામ કરવા કરતાં, અજાણ્યા માણસોને ઘેર કામ કરવું લાખ દરજ્જે સારું."

જેનીમાસી ગર્જ્યાં: "અરે! તારા જેવીની અહીં કોને પડી છે?"

મા તો શાંતિથી પોતાની કોફી હલાવતાં રહ્યાં. અને પછી ધીમેથી બોલ્યાં: "બધું જ નક્કી કરી રાખ્યું છે. મેં એવું ગોઠવ્યું છે કે તમારામાંથી કોઇએ એકબીજાનું મોં જોવું પડે નહીં! છતાં યે કામ સુંદર ચાલે. જેની, તારા રસોડા પાસે નાની ઓરડી છે ને, તે એલનામાસીને આપી દેવી."

આ સાંભળી એલનામાસી પોતાનો હાથ ટેબલ પર પછાડતાં પછાડતાં પોતાની નારાજી પ્રદર્શિત કરતાં રહ્યાં.

પણ મા, જાણે કંઇ જ સાંભળતી ન હોય તેમ આગળ બોલતાં રહ્યાં: "એલનામાસીને રાતે ઊંઘ આવતી નથી. તેથી

રાતના જ તે તારું બધું રાંધવાનું કામ કરી નાખશે. જેની, રસોડામાં બધું ગોઠવી તારે રસોડા બહાર ચાલ્યા આવવું. પછી તેમાં પગ પણ મૂકવો નહીં. બધો સરસામાન વગેરે ત્યારે રસોડામાં તૈયાર કરી રાખવો. પછી તું સૂઈ જશે ત્યારે, રાતને વખતે તારું બ...ધું...જ રાંધવાનું એલનામાસી પૂરું કરી નાખશે. સૂર્યોદય થતાં પહેલાં તે રસોડામાંથી બહાર નીકળી જશે, અને પછી તારે રસોડામાં જઈ બાકીનું પૂરું કરી નાખવું."

થોડી વાર પછી મા આગળ બોલી : "આ પ્રમાણે એલના-માસીને જે જોઈએ તે મળશે. એટલે કે શાંતિ, કામ અને સ્વતંત્રતા. અને જેની, તને યે ફાયદો થશે. બોર્ડિંગ હાઉસ સ્વાદિષ્ટ ભોજન માટે ચારે બાજુ પ્રખ્યાત થઈ જશે, અને આ તુરતથી ઊભરાઈ જશે, અને બીજાને રાખવા માટે જગા પણ રહેશે નહીં."

અમારાં મોટાં માસીબા એલના અને જેનીમાસી એકબીજાનાં મોઢાં તાકવા લાગ્યાં.

મા શાંતિથી કૉફી પીતી રહી.

છેવટે એલનામાસી બોલ્યાં: "ઓહ! એકલે હાથે આખું રસોડું ચલાવવામાં મઝા આવે તો ખરી! અરે, એવી સરસ વાનગી..."

આ સાંભળી જેનીમાસી જરા નમ્યાં, અને બોલ્યાં: "પણ બહેન, મેં ક્યારે એમ કહ્યું છે કે એલનામાસીને સરસ રાંધતાં આવડતું નથી?"

એલનામાસી બોલ્યાં: "અને હું નહોતી કહેતી કે બિચારી જેની ઢસરડા ઢસડીને મરી જાય છે!"

જેનીમાસી બોલ્યાં: "આવી મદદ મળે તો માસીને રહેવાસ અને ભોજન ઉપરાંત થોડાક પૈસા પણ આપી શકું."

એલનામાસી બોલ્યાં: "રસોઈ પછી પીરસવામાં કંઈ મદદ

ફરીએ તો થોડાં મરી જઇએ છીએ ?"

મા એકદમ ઊભી થઈ: "તો આ નક્કી. જેની, તું માસીબા માટે ઓરડો તૈયાર કર, અને એ આજે સાંજના જ માસીને તારે ત્યાં મૂકી જશે."

જેનીમાસી વચમાં બોલી ઊઠયાં: "ના, તેની શી જરૂરત છે? અમે હમણાં જ સાથે જઇએ તો ?"

માની આંખમાં હાસ્ય હતું. તે બોલી: "વાહવાહ, કેટલું સરસ !"

☆

## પ્રકરણ તેરમું

અમારા પાડોશી મિસિસ કારબોએ હિગ્મારને એક બિલાડી આપી.

બિલાડીબાઇ સ્વતંત્ર મગજનાં હતાં, અને કોઇ પણ બોલાવે તો એવાં ઘૂરકતાં, કે ન પૂછો વાત!

પહેલી નજરે પ્રીત થાય તેવી આ વાત હતી. હિગ્મારે એને જોઈ, અને એ બધું જ ભૂલી ગઇ. રમકડાં એક બાજુ રહ્યાં. અને પાડોશીનો નાનો છોકરો એનો દોસ્તાર પણ એક બાજુએ રહ્યો. બિલાડી ઊંચકી તે તો તેને પ્યાર કરી બોલે: "એલિઝાબેથ, મારી એલિઝાબેથ!" જ્યાં જાય ત્યાં બિલાડીબાઈ તો સાથે હોય જ.

એલિઝાબેથ કોઈ કોઈ વાર ગુસ્સો પણ કરતી, ખાસ કરીને હિગ્મા૨ તેને પોતાની ઢીંગલીની ગાડીમાં જબરદસ્તીથી બેસાડતી ત્યારે. આના પરિણામે હિગ્મારના હાથ ઉપર બિલાડીબાઇનાં નહોરના ચિહ્નો પણ હતાં.

ક્રિશ્ચાઈન અને હું એને સમજાવતાં, કે "ચોવીસ કલાકની આ તે કેવી દોસ્તી!" અમે માને પણ આ વાત સમજાવી.

ક્રિશ્ચાઇને કહ્યું: "મા, ખબર છે? એ ગંદી બિલાડીને સાથે લઇને સૂએ છે."

હિગ્મા૨ અમારી સામે જોવા લાગી.

જેનીમાસી બોલ્યાં: "બા...પ...રે! આમ તો કોઈ દિવસ

કરાય? ખબર નથી, ઊંઘતી બિલાડી નાના છોકરાંઓનો શ્વાસ પોતે જ ખાઇ જાય છે? એ તારો શ્વાસ પી જાય અને તું મરી જાય તો!"

હિગ્માર ઉદ્ધતાઇથી બોલી: "મને પરવા નથી. ભલે મારો શ્વાસ એ પી જાય." એમ કહી તેણે બિલાડીબાઇને ઉપાડયાં, અને એના મોઢામાં મોઢું ઘાલી શ્વાસ લેવા માંડી: "હ્યો... હ્યો...હ્યો!"

એલિઝાબેથ ધૂંઆપૂંઆ થઈ ગઈ; અને માએ હિગ્મારને માંડ-માંડ અટકાવી.

ક્રિશ્ચાઇન ફરી બોલી: "વળી બિલાડીનું નામ કોઇ દિવસ 'એલિઝાબેથ' તે પડાતું હશે?"

છૂટવા મથતી બિલાડીને પોતાની છાતીએ ચોંટાડી, હિગ્મારે અમારી સામું ઘૂરકીને જોયું.

આઠ વરસની નાનકડી હિગ્માર ચીસ પાડીને બોલી: "એ મારી એલિઝાબેથ છે, એ મને ચાહે છે. ભલેને એ બીજાને ન ગમે. એ...લિ...ઝા...બે...થ કે...ટ...લું...સું...દ...ર નામ છે! અને એના એક એક છોકરાને હું નામ આપવાની છું, એલિઝાબેથ એલિઝાબેથ–એલિઝાબેથ જાઓ–"

એલિઝાબેથ બાઇ ધીમે ધીમે મોટાં થવા લાગ્યાં, પણ કંઈ સુધર્યાં નહીં. જેમ જેમ મોટાં થયાં, તેમ તેમ વધારે ને વધારે જાત બતાવવા લાગ્યાં. લડવાનું અને નહોરિયાં ભરવાનું કામ આગળ વધતું ગયું. એમને છોકરાં થાય નહિ અને એમને એલિઝાબેથ નામ અપાય નહિ, કારણ કે એ બિલાડી નહિ, પણ બિલાડો હતો. એ એટલો જંગલી, લડાઇખોર અને મસ્તીખોર હતો કે એણે અમારા ભલા પાડોશીઓ સાથે દુશ્મનાવટ પેદા કરી.

કબૂલ કરવું જોઇએ કે હિગ્માર કંઈક સમજી, અને તેણે એનું

નામ 'એલિઝાબેથ કાકા' રાખ્યું.

જેમ જેમ કાકા મોટા થતા લાગ્યા તેમ તેમ તેમની લડાઇઓ વધવા માંડી. અને એ લડાઈનાં ચિહ્નો એમના શરીર પર દેખાવા લાગ્યાં. એક લડાઈમાં એમનો કાન સ્હેજ કપાયો. અને બીજીમાં તો આખો જ કાન કપાઇ ગયો! શરીર ઉપર તો કેટલા યે ઘા એણે ઝીલ્યા. એક આંખ તો સૂઝેલી જ હોય. તેથી તે બંધ રાખી એક જ આંખથી તેઓશ્રી ચલાવતા.

મા ગમે તેટલું નારાજ થતી, પણ હિમ્માર પોતાના પ્યારમાંથી ચસકે તેમ ન હતું. તે ઘવાયેલો કાકો ઘરમાં આવતો ત્યારે હિમ્માર તેને પકડી, બહુ પ્રેમથી તેના પર બેસીને બોરીક એસીડનાં પોતાંથી એ હારેલા, ઘવાયેલા યોદ્ધાનાં જખમો ધોતી.

પણ એક દિવસ એવું બન્યું કે હિમ્માર બહેનનું દાકતરી જ્ઞાન પણ કંઈ કામ લાગ્યું નહીં! વહેલી સવારે એલિઝાબેથ કાકા લંગડાતા લંગડાતા ઘરમાં દાખલ થયા. એમનો આગલો પંજો જ ગુમ! માથા ઉપર એક મોટું ઢીમણું, બંને આંખ સૂઝેલી, વદન બંધ અને એક ચતુર્થાંશ પૂંછડી પણ ગુમ!

તે મિયાંઉ મિયાંઉ કરતા જાણે કહેતા હતા કે "જો આ પાળી બંદાજી બચી ગયા તો કોઇવાર ભૂલેચૂકે પણ ઘરની બહાર પગ મૂકશે નહીં." પણ તેમનો આ પવિત્ર નિર્ણય, અને હિગ્માર બહેનની કાળજી કંઇ કામે આવ્યાં નહીં. તેમની તબિયત દિવસે દિવસે લથડવા લાગી.

બિચારી હિમ્મારની સ્થિતિ દયા ઉપજાવે એવી હતી. નેલ્સે અને મેં જોયું કે આમ કંઈ વળવાનું નથી ત્યારે અમે તેને પચાસ સેન્ટ આપ્યા, અને કહ્યું કે "વૈદ પાસે લઈ જા."

ક્રિશ્ચાઇને કહ્યું: "અને જો, સાંભળ. દાક્તર એમ કહે કે કંઇ થઇ શકશે નહિ, તો એને કહેજે કે આ દુઃખનો કોઇ પણ રીતે

અંત લાવે."

દિગ્મારે હોઠ ભીંસ્યા, અને પૈસા લઇ લીધા.

કલાક બાદ એલિઝાબેથકાકાને છાતીએ બઝાડી અડધો ડોક્ટર પાછો લાવી, ધમપછાડા કરતી કહેવા લાગી : "એ તે ડાક્તર છે કે હજામ ? કહે છે કે મારી સું...દ...ર, પ્યા...રી બિલાડી મરી ગઇ છે !"

માએ દિગ્મારર પાસેથી એલિઝાબેથકાકાને લઈ લીધા. ધીમેથી બોલીઃ "તું તો સાવ ગાંડી છે. આમ ફેરવ ફેરવ ક્યાં કરતાં એને બિચારાને શાંતિથી સૂઇ જવા દે ને."

તે બોલીઃ "ના."

મા બોલીઃ "પણ દિગ્માર તેને કેટલું બધુ દુઃખ થતું હશે !"

તે રડતી રડતી બોલીઃ "ઓ...મા ! એને જીવાડી દેને-એને સા...રો કરી દે ને, પ્લી...ઝ !"

માએ દિગ્મારની દયામણી આંખો સામું જોયું, અને બિલાડાને એક ખોખામાં મૂકી, ખોખું પાછળના વરંડામાં મૂકયું. પછી દિગ્મારને કહ્યુંઃ "ચાલ, હાથ બરાબર ધોઇ નાખ."

તે બોલીઃ "મા, તું મારા વ...હા...લા એલિઝાબેથને સાજી સારી કરી દેવાની છે ને ? બોલ ને ?"

મા બોલીઃ "બેટા દિગ્માર, ડાક્તર પોતે કંઈ ના કરી શકયા-"

તે બોલીઃ "મારી વ...હા...લી મા, કહે ને, કે હું એને ઠીક કરી દઇશ.-"

મા કંઇક બોલવા જતી હતી, પણ અટકી. પછી કહ્યું : "જો તો ખરી, આજની રાત કેવી પસાર થાય છે ? તું હવે સૂઈ જા."

મોડી રાત સુધી અમે ટેબલ પાસે બેઠાં બેઠાં બિલાડાના

હુંકારા સાંભળતાં હતાં, ત્યારે અમને થયું કે આજ રાતે કેમ કરીને ઉંઘાશે ?

મા બોલી : "તમારા બાપુ હોત તો કંઈક ઉકેલ આણત."

બાપુ આજે મંડળની સભામાં ગયા હતા, અને બહુ જ મોડા આવવાના હતા.

માએ અમારી સામે જોઈને પૂછ્યું : "શું કરીએ ?"

અમે ડોકું ધુણાવ્યું.

મા બોલી : "અરે રે ! બિચારો કેટલો તરફડે છે ? મરવાનો જ હોય, તો તેના દુ:ખનો અંત વહેલો ન આણી શકાય ? કંઈક રસ્તો...?"

અમે ડોકું ધુણાવ્યું; પણ ક્રિશ્ચાઈન બોલી : "હા, ક્લોરોફોર્મ હોય તો....!"

મા ઊભી થઈને બોલી : "હા, હા. આવા સંજોગોમાં ક્લોરોફોર્મ આપવું એ જ દયાનું કામ. જા તો ક્રિશ્ચાઇન, તું દુકાનેથી ક્લોરોફોર્મની શીશી વેચાતી લઇ આવ."

માએ એલિઝાબેથકાકાને ખૂબ પેટ ભરીને ખવડાવ્યું, અને એના બિસ્તરમાં વીંટાળ્યો.

પછી એક કકડા ઉપર બધું ક્લોરોફોર્મ છાંટયું, અને તે એલિઝાબેથકાકાના ખોખામાં નાખ્યો. એના ઉપર જૂનો જાડો ધાબળો પાથરી દીધો. એક ક્ષણમાં તો જાણે એનાં બધાં જ દુ:ખનો અંત આવ્યો. ઉંહકારા બંધ થયાં.

હું બોલી : "મા, આ તો ઠીક, પણ સવારે તારા ઉપર મુશીબત વરસી પડવાની છે. હિલ્માને કેવી રીતે કહીશ ?"

માએ દુ:ખથી કહ્યું : "બિ...ચા...રી નાનકી !"

બીજે દિવસે સવારે દિગ્માર નાચતી કૂદતી, આવેશમાં રસોડામાં ધસી આવી અને બોલી : "મમ્મા. મા..રા એ..લિ..ઝા..બે..થ કા..કા..ને કે..મ છે?"

માએ દિગ્મારને પોતાના ખોળામાં લઇ બહુ જ ધીમેથી કહેવાનું શરૂ કર્યું : "દીકરા! મારે તને એક વાત કહેવાની છે."

પણ તેટલામાં તો દિગ્માર ખોળામાંથી કૂદકો મારી, દોડતી ઝડતી ખોખા પાસે પહોંચી ગઇ. એક પછી એક ધાબળા ખસેડતી બોલવા લાગી : "ઓહ! મમ્મી, તમે ય ગજબનાં છો! એમ ધારો છો કે એને શરદી લાગી જશે?" પછી નીચે વળીને જોવા લાગી : "ઉહ! કેવી વિચિત્ર વાસ આવે છે!

"મારા વહાલા એલિઝાબેથ! નમસ્તે." એમ કહી તેણે ખોખામાંથી ઊંઘતા, બગાસાં ખાતા એલિઝાબેથકાકાને ઊંચક્યા!

અરે! ગજબનો ચમત્કાર! તેની બંને આંખો ખુલ્લી હતી, અને માથા ઉપરનો સોજો પણ ક્યાંય અદશ્ય થઈ ગયો હતો. અને વા તદ્દન સાફ અને સુકાયેલા હતા!

દિગ્માર એલિઝાબેથકાકાને જમીન પર મૂક્યા અને બાનો હાથ પકડી કહેવા લાગી: "મારી વ....હા...લી મા! હું જાણતી જ હતી કે તું એને સાજો કરી દઇશ." બોલતાં બોલતાં તેની આંખોમાંથી દડદડ કરતાં આસું સરી પડ્યાં.

મા બોલી: "પણ દિગ્માર, સાંભળ. આ કંઈ મેં..."

પણ દિગ્માર તો પોતાના વહાલા બિલાડાના કાનમાં કંઇ કંઇ કહેવામાં એવી તો મશગૂલ હતી કે કંઇ સાંભળવા તૈયાર ન હતી.

માએ બાપુને કહ્યું: "તમે એને કંઇક સમજાવો."

બાપુ બોલ્યા: "બિલાડીને નવ જિંદગી હોય છે. તમે પૂરતું ક્લોરોફોર્મ વાપર્યું નહીં હોય, બીજું શું?"

મા બોલીઃ "પણ નાનકી ખોટો ખ્યાલ લઈ બેસે કે મેં એને સાન્ત્વ કર્યો છે, તો તો ખોટું."

બાપુએ માનો હાથ પકડીને કહ્યું: "રહેવા દે, રમવા દે એને. હજુ તો એ ઘણી નાની છે. મોટી થશે ત્યારે જીવનની કેટલી યે કરુણ ઘટનાઓ જોવી પડવાની છે." પછી હસતાં હસતાં બોલ્યાઃ "હું ચોક્કસ જાણું છું કે દિગ્મારના મનમાં આ ટાણે શું ચાલી રહ્યું છે!"

✩

## પ્રકરણ ચૌદમું

બે વર્ષને અંતે અમારે ત્યાં સાત ભાડૂતો રહેવા લાગ્યા. સ્ટેનટન ભાઇઓ મિ. લૂઈ અને મિ. કલાર્કને લઈ આવ્યા હતા. તેઓ બડાશ મારતા કે પોતે મોટા સંશોધકો છે! ખરી રીતે તો તેઓ 'ગેસ એન્ડ ઇલેકટ્રીક કંપની'માં હિસાબ ખાતામાં કામ કરતા હતા.

પ્રોફેસર જેનો અને એમનાં વહુ પડખેના બીજા બે ઓરડાઓમાં રહેવા લાગ્યાં હતાં. તેઓ એ ઓરડાઓનો ઉપયોગ પિયાનો રૂમ તરીકે પણ કરતાં હતાં. એ વૃદ્ધ પ્રોફેસર પિયાનો બહુ સુંદર વગાડતા, અને એમનાં નાનાં શાં વહુ અમારા કહેવાથી પોલીશ ભાષામાં સુંદર ગીતો ગાતાં.

મોટા સ્ટેનટન ભાઈ સેમે છેવટે મિસ ડ્યુરેન્ટને માંસાહારી બનાવ્યાં હતાં, અને હવે તો તે બંનેએ પરણવાનું પણ નક્કી કર્યું હતું. જૂન માસ પછી તેઓ પરણવાનાં હતાં, અને નીચેના મોટા ઓરડામાં રહેવા જવાનાં હતાં. મિસ ડ્યુરેન્ટ ઉપરનો ઓરડો મિ. જ્યોર્જને વાપરવા માટે આપી દેવાનાં હતાં.

હવે હું હાઈસ્કૂલમાં દાખલ થઈ હતી, અને નેલ્સ નિશાળના છેલ્લા ધોરણમાં હતો. તે યુનિવર્સિટીમાં જવાની વાત પણ કરતો હતો. ક્રિશ્ચાઈન વિનફર્ડની શાળામાંથી પાસ થઇ હતી. એટલી હોશિયાર હતી કે તેને શાળા તરફથી મેડલ પણ મળ્યો હતો.

મને લાગે છે કે ક્રિશ્ચાઈનનું પરિણામ આવ્યું, તે દિવસ મા અને બાપુ ખૂબ ખુશ થયાં હતાં. ઈનામમાં મળેલો ચાંદ માએ એક સુંદર દાબડીમાં રાખ્યો અને દાબડી પોતાના, ટેબલના ખાનામાં રાખી. જે આવે તેને તે અભિમાનપૂર્વક બતાડી શકે તે માટે.

ક્રિશ્ચાઇન હાઇસ્કૂલમાં જશે એવું અમે માનતાં હતાં. મા અને બાપુને કેળવણી પ્રત્યે ખૂબ માન હતું; ગમે તે ભોગે પણ તેઓ પોતાનાં બાળકોને યોગ્ય ભણતર આપવા માટે તૈયાર હતાં.

પણ ક્રિશ્ચાઇને અમને કોઇને કહ્યા વગર એક ફૅક્ટરીમાં નોકરી ગોતી લીધી. તે બોલીઃ "મને નવાં કપડાંની જરૂર છે; બીજી અનેક વસ્તુઓ પણ જોઇએ છે."

બાપુ અને માએ ઘણું ઘણું કહ્યું, કે ભણતર ચાલુ રાખ, પણ તે એકની બે ન થઇ. માત્ર એટલું જ બોલીઃ "ના, જી. માફ કરજો! પણ હું હવે ભણવા માગતી નથી."

એણે અમને ન કહ્યું કે પોતે રાત્રિશાળામાં જવા માગે છે. એટલી હોશિયાર હતી કે તેણે સંચાઓ વગેરેનું જ્ઞાન તરત જ મેળવી લીધું; અને કહેવા લાગીઃ "તમે જોજો તો ખરા, થોડાક જ વખતમાં હું બીજું પણ કામ મેળવી વધારે પૈસા પેદા કરું છું કે નહીં!

પ્રાથમિક ભણતર પૂરું કર્યાં પછી કોઈપણ કામધંધે વળગી જવું એ અસાધારણ વાત ન હતી. મારા જ વર્ગની સાત છોકરીઓએ હાઈસ્કૂલમાં જવાનું માંડી વાળ્યું હતું. અરે! મારી દોસ્તાર કારમેલિટા પણ લોયેલ હાઇસ્કૂલ છોડી કામે વળગી ગઇ હતી!

પણ ક્રિશ્ચાઈન આમ કરશે એમ અમે ધારતા ન હતા. તે કેટલી બધી હોશિયાર હતી? તેને ચાંદ પણ મળ્યો હતો. નેલ્સ અને હું એટલા હોશિયાર ન હતાં. અમે નોકરી કરતા, પણ તે

લાંબી રજાઓ દરમિયાન જ.

માએ કેટલી યે દલીલ કરી; પણ ક્રિશ્ચાઇને માન્યું નહીં; અને તે ફેક્ટરીમાં કામ કરતી જ રહી.

અમારાં જીવનમાં કોઇએ પણ માબાપનાં વેણ ઉથાપ્યાં ન હતાં, અને તેથી અમને આ નવાઇ જેવું લાગતું હતું; અને સહેજ દુઃખ પણ થતું હતું. મને થતું કે શું ક્રિશ્ચાઇન માની આંખમાં છુપાયેલું આ દર્દ જોઇ શકતી નહીં હોય ? કદાચ માનું એ દર્દ તે જોઇ શકી હશે, અને તેથી જ તે વધુ બોલતી નહીં. તે છાની-માની, શાંત, વહેલી સવારમાં ઊઠી પોતાનું ખાણું તૈયાર કરી લઇ બસમાં બેસી કામે ચાલી જતી.

પહેલા અઠવાડિયાનો પગાર લાવી તે માને આપતાં બોલી : "મા ! લે, આ તારે માટે."

માએ ટેબલ પર પડેલી પૈસાની એ ઢગલી તરફ જોઈ માથું ધુણાવ્યું, અને બોલી : "ક્રિશ્ચાઇન, મને એ પૈસાની જરૂરત નથી."

ક્રિશ્ચાઈન બોલી : "કેમ મા ? શું એ મારી ખરી કમાઇના પૈસા નથી ? એમાં શો વાંધો ?"

માએ ડોકું ધુણાવી કહ્યું : "એ પૈસા બરકતી નથી. એ પૈસાથી જાણે હું તારું થનગનતું ભણતર ઝૂંટવી ના લેતી હોઉં એવું મને લાગે છે. મારું માન, દીકરી. નોકરીએ જવાનો વિચાર છોડી દે, અને નેલ્સ અને કેટ્રીનની જેમ હાઇસ્કૂલમાં જવાનું શરૂ કરી દે."

ક્રિશ્ચાઇન કંઇ બોલી નહીં. તેના હોઠ દૃઢતાથી બિડાયા. નાણાં એમ ને એમ ટેબલ ઉપર રહેવા દઇ તે ચાલવા લાગી. માએ પણ એ પૈસાને હાથ અડાડયો નહીં, અને ઢગલી ટેબલ ઉપર પડી જ રહી.

હું ટેબલ સાફ કરવા લાગી, ત્યારે પણ ઢગલી તેમને તેમ જ રહી. જાણે અમારા દુઃખી જીવનનું કેન્દ્ર બની. કોઇ એ વિષે એક શબ્દ પણ ઉચ્ચારતું નહીં. ઢગલી તેવી ને તેવી ત્યાં જ પડી રહી. જાણે એ અમારા સુખી જીવનના પ્રવાહમાં કંઇક અણુખટરૂપ બન્યું હોય, એની યાદ ન દેતી હોય?

હું માને સમજાવવા લાગી કે ક્રિશ્ચાઇન મક્કમ મનની છે, અને માનશે નહીં. પણ મા ય મારું માનવા તૈયાર ન હતી.

એક અઠવાડિયું ગયું, બીજું ગયું...અને ત્રીજું ગયું...ઢગલી-માંથી ઢગલો, મોટો ને મોટો થતો ગયો!

એક દિવસ માએ પોતાની નાની પેટીમાંથી ક્રિશ્ચાઇન માટે સુંદર લાલ ફ્રોક આપ્યું. બહુ જ પ્રેમથી તે આપતાં મા બોલી: 'લે ક્રિશ્ચાઇન, તને આવો રાતો ડ્રેસ બહુ ગમે છે, નહીં?"

ક્રિશ્ચાઇને એ સુંવાળા ડ્રેસ ઉપર હાથ ફેરવ્યો, કદાચ તે પીગળી ગઇ હોત; પણ એટલામાં મા બોલી: "કેવો સુંવાળો, ગરમ અને ટકાઉ છે! હાઇસ્કૂલમાં ભણતી બધી જ છોકરીઓ આવો ડ્રેસ પહેરે છે."

તરત જ ક્રિશ્ચાઇને એ ડ્રેસ એક પણ શબ્દ બોલ્યા વગર બાકસમાં પાછો મૂકી દીધો.

માને થયું, ફરીથી પોતે તેને મનાવવામાં નિષ્ફળ નીવડી છે.

પછી તો ત્રીજા અઠવાડિયાના પૈસા ઢગલામાં ભળ્યા, ત્યારે એ અમને કરડવા લાગ્યા! ટેબલ પાસે બેસી અમે અમારું કામ કરતાં, પણ ગોઢામાંથી હાસ્ય કે આનંદનો એક શબ્દ પણ નીકળતો નહીં!

ક્રિશ્ચાઇન કામથી આવ્યા પછી રાતે એટલી તો થાકી જતી કે જમીને તરત સૂવા ચાલી જતી. એની ખાલી ખુરસી જોઇ અમને ખૂબ જ દુઃખ થતું. એમ થતું જાણે અમારા સુખી સંસા-રમાં કંઇક અણુધાર્યું બન્યું છે!

બાપુ હમણાં હમણાં રોજ વધારાના કામે જતા હતા, અને કહેતા : "આ વધારાના પૈસા તમારી માના ગરમ કોટ માટે છે."

પછી તેઓ બોલ્યાઃ "જ્યારે પણ તારો કોટ લાવવાનો વિચાર કરીએ છીએ ત્યારે કંઇ ને કંઈ બન્યા જ કરે છે. પણ આ વખતે તો તારે પોતાને હાથે જ તે ખરીદવાનો છે."

મા બોલીઃ "ભલે."

અમે સૂચનો કરવા લાગ્યાં. ડિગ્માર અને હું બોલ્યાં : "કોટ ઉપર કોલરના ભાગમાં થોડું ઘણું 'ફર' જોઇએ." નેલ્સે કહ્યુંઃ "એનો રંગ બદામી જોઇએ."

બાપુ બોલ્યાઃ "બધું યે ઠીક, પણ તે ગરમ હોવો જોઇએ."

માત્ર ક્રિશ્ચાઇન કંઈ બોલી નહીં.

બીજે દિવસે હું નિશાળથી વહેલી ઘેર આવી કે જેથી હું નાનકડી કરેનને સાચવી શકું અને મા પોતાનો કોટ લેવા જઇ શકે.

તે દિવસે પાછા ફરતાં માને ઘણું જ મોડું થયું. બાપુ અને નેલ્સ પાછા આવી ગયા હતા. અરે! ક્રિશ્ચાઇન પણ આવી ગઈ હતી. પણ હજી માનાં દર્શન થયાં નહિ. મેં અને ડિગ્મારે અમારાં ભાડૂતોની થાળીઓ પીરસી દીધી હતી અને સ્ટવ ચેતાવી દીધો હતો, અમે બ્રેડ કાપી રહ્યાં હતાં.

અમે ચિંતા કરતાં હતાં, ત્યાં તો મા રસોડામાં દાખલ થઇ. મને એમ લાગતું હતું કે પેલું મો...ટું જા...ડું પાકીટ માના હાથમાંથી હમણાં પડી જશે!

ડિગ્માર એકદમ બોલી ઊઠી : "એય મા! કો...ટ! ન...વો કો...ટ બતાડો!"

મા ધીમેથી બોલીઃ "જુઓ, છોકરાંઓ! વાત એમ છે કે...."

અમને એમ થયું, ચોક્કસ મા કોટબોટ કંઇ લાવી નથી.

નેલ્સે મોટું પેકેટ ખોલ્યું : "અરે, આ શું? હાઇસ્કૂલના ભણતરની બાર મોટી ચોપડીઓ!" તેણે વાંચ્યું : "હાઇસ્કૂલનો

પૂરો મેરું-સમજી શકાય તેવાં બાર પુસ્તકોમાં."

મા બોલી: "આ ક્રિશ્ચાઈન માટે છે. આ પુસ્તકોની મદદથી તે ઘેર બેઠે પણ હાઇસ્કૂલનો અભ્યાસ કરી શકશે." પછી ક્રિશ્ચાઈન તરફ ફરી મા બોલી: "તારી માને ખાતર આટલું કરીશ ને, બેટા?"

ક્રિશ્ચાઇને હોઠ ફરક્યા. તેની આંખોમાં વિચિત્ર ભાવો હતા. ચોપડીઓને અડકતી તે બોલી: "તેં તારા કોટના પૈસા આમાં આપ્યા?"

મા સહેજ હસીને બોલી: "મારો કોટ તો પાછળથી પે થઇ રહેશે, પણ તારું ભણતર...?"

ક્રિશ્ચાઈનના મોઢા પર સ્મિત હતું. મા ને બાપુ તરફ ફરી તે બોલી: "મા! નેલ્સ અને કેટ્રીન સાથે કાલથી હું પણ હાઇસ્કૂલમાં જઇશ."

એકાએક અમને સૌને વાચા ફૂટી. ડિગ્માર સૌથી જોરથી બોલતી હતી. તેણે પૂછ્યું: "હં, ને પેલા ઢગલાનું શું કરવાની છો?"

ક્રિશ્ચાઇન હસી અને બધો ઢગલો માની નાની બેંકમાં નાખતાં બોલી: "એનું ફરનીચર આવશે. અને તેને લીધે વધારે ભાડૂતો આવશે."

મા આરામખુરસીમાં બેઠી. અને કરેનને ખોળામાં લઇ રમાડવા લાગી.

આજે રસોડું કેટલું સુંદર અને આનંદજનક લાગતું હતું! એલિઝાબેથકાકા પોતાના ખોખામાં પડ્યા પડ્યા અનેરું સંગીત સંભળાવતા હતા. પે...લા...ઓરડામાંથી આવતા પ્રોફેસર જેનોના પિયાનોના સૂર કેટલા મી...ઠા લાગતા હતા! અને ઉપરના ઓરડાઓમાં સ્ટેનટન બાઇઓ, મિ. લૂઇસ, મિ. ક્લાર્ક અને મિસ ડ્યુરેન્ટના હાસ્યના અવાજો સંભળાતા હતા.

માએ ખૂબ આનંદથી હસતાં હસતાં કહ્યું: "અહો, જીવન કેટલું સુખી છે! કેટલું આનંદમય છે!"

## પ્રકરણ પંદરમું

લોયેલ હાઈસ્કૂલમાંનાં વર્ષો કેટલાં જલદી પસાર થઈ ગયાં! કેટલાં મીઠાં સંસ્મરણો! આજે યાદ આવે છે, ક્રિશ્ચાઇન અને હું કેટલી હોંશથી ભણતાં! અમારા વાળનો રંગ ધીરે ધીરે એકાએક બદલાવા લાગ્યો, અને જાણે જાદુથી તે સોનેરી બની ગયો. અમને લાગવા માંડયું, કે અમે પણ મોટાં થઈ ગયાં છીએ. અમારાં મોં સુંદર છે, અને દાંત સ્વચ્છ છે. હાઇસ્કૂલની વિવિધ પ્રવૃત્તિઓ અમને કેટલી ગમતી! શાળાના વિદ્યાર્થીઓની દોસ્તી પણ કેટલી મીઠી લાગતી!

નિશાળની સાહિત્યિક કલબમાં જોડાવાનું મને આમંત્રણ મળ્યું. એ કલબ માટે હું એક પછી એક નાટકો લખતી. હું કહેતી, કે નાટકો ભજવવાં જ જોઇએ.

ક્રિશ્ચાઈન ડિબેટીંગ સોસાયટીની પ્રમુખ બની, અને નેલ્સ તો હવે કોલેજમાં જતો થઇ ગયો હતો!

અમારી નાની બહેનડી કરેન હવે છ વર્ષની સુંદર બાલિકા બની ગઈ હતી. મજબૂત દિગ્માર રસ્તામાં રખડતાં કૂતરાં બિલાડાંને ભેગાં કરી, રાતને વખતે તેમની સેવામાં પોતાના દિવસો પસાર કરવા લાગી!

ધીમે ધીમે અમારા કુટુંબમાં એકરાગ અને સંપનાં પુષ્પો ખીલ્યાં. મા અને બાપુ ખૂબ આનંદમાં રહેતાં, પત્તા રમતાં, પાડોશીને ઘેર જતાં, કોઇ વાર સિનેમા જોવા પણ જતાં. અમારું

ઘર વીશી છે, એવું અમને જરા યે લાગતું નહીં. બધાં બાકૂતો ઘરનાં જ, કુટુંબના જ સભ્યો ન હોય, એવું લાગતું. ઘ...ર, કેટલું મીઠું નામ છે!

મિસ જેન અને માર્ગરેટ રૅન્ડલૉફ ઉપરના બે હવા ઉજાસવાળા ઓરડા વાપરતાં હતાં. શરમાતાં શરમાતાં માને કહેતાં: "આવો આનંદ અમને બીજા કોઇ ઘરમાં મળ્યો નથી."

એક કાળે બંનેની સ્થિતિ ઘણી સારી હતી. હાલ જરા નાજુક હતી, કારણ કે કોઈક તેમના બાપુને છેતરીને બધા પૈસા સ્વાહા કરી ગયું હતું. આ સ્થિતિમાંથી ઊગરવા તે ભરતગૂંથણ કરી પોતાનું ગુજરાન ચલાવતાં.

મી. ગ્રેડી બહુ જ આનંદી, વિધુર સિપાઈ હતા. વિચિત્ર અવાજે બોલતા; અને પગારને દિવસે મિસ જેન તથા માર્ગરેટને પીપરમીન્ટનો ડબ્બો ભેટ આપતા. બિચારાને કોઇ દિવસ ખબર પડી નહીં, કે જેમને માટે આટલા પ્રેમથી પોતે પીપરમીન્ટ લાવતા તેમને એ જરાયે ભાવતી ન હતી, અને એ બધી પડતી અમારા પેટમાં! પણ આવી વાત કંઇ જાણવા દેવાય?

બાપુએ પોતાના હાથે આખું મકાન બહુ સુંદર બનાવી દીધું હતું. રંગરોગાન કરવામાં મિ. લૂઇસ અને મિ. કલાર્કે અને સ્ટેનટન ભાઇઓએ ખૂબ મદદ કરી હતી. દીવાલને અઢેલીને જે બાંકડા બાપુએ બનાવ્યા હતા તેના ઉપર ગાદી લગાડવાનું કામ મિસિસ સ્ટનટન–એટલે કે મિસ ડયુરૅન્ટે કર્યું હતું. અને મિસિસ રૅન્ડલૉફે દીવાઓનાં છત્ર બનાવવામાં મદદ કરી હતી.

પ્રોફેસર જેનોએ બીજો પિયાનો પણ ખરીદ્યો હતો. મિ. ગ્રેડી પોતાનું જૂના જમાનાનું ફોનોગ્રાફ વગાડી બધાને આનંદ આપતા!

નેલ્સે પોતાના ઓરડાનું નામ 'ગ્લોરીહૉલ' રાખ્યું હતું. રોજ સાંજના અમારી મંડળી એ ઓરડે ભેગી થતી, અને ફોનોગ્રાફ

સાંભળતી. કોઇ વાર પ્રોફેસરસાહેબ પિયાનો વગાડતા, કોઈ વાર મિસિસ જેનો અમારા કહેવાથી પોલીશ ભાષામાં અમને હાલરડાં ગાઇ સંભળાવતાં.

આ જ ઓરડામાં ક્રિશ્ચાઇન, નેલ્સ અને હું અમારાં મિત્રોને જાફત આપતાં. અને ધન્ય માનતા કે આવા મોટા હૉલની અંદર અમે મિત્રોને જાફત આપી શકીએ છીએ! કોઇ મિત્રોને ત્યાં આવા મોટા ઓરડાઓ નહોતા!

સૌથી નવા ભાડૂત હતાં મિ. જેની કેનમોર અને એમનાં સુંદર, નાજુક પત્ની. મિ. કેનમોર વિમાનના પાયલોટ હતા. દર રવિવારે લોકોને હવાઇ જહાજમાં બેસાડી સહેલગાહ કરાવવા નીકળી પડતા.

જ્યારે જ્યારે તેઓ ઊડવા જતા ત્યારે ત્યારે મિસિસ કેનમોર રસોડામાં મા પાસે આવી બેસે. ટેલિફોનની ઘંટડી વાગે અને "હું ઘેર આવું છું." એમ સાંભળે ત્યારે તેમના જીવમાં જીવ આવતો.

બાપુને ઊડવાની અને એરોપ્લેનની વાતો બહુ ગમતી. મિ. કેનમોર આ બધી વાતો કરતા ત્યારે તેઓ ખૂબ આતુરતાથી એ બધી વાતો સાંભળતા. તેમની આંખો ચમકી ઊઠતી અને ખૂબ ઉત્સાહમાં પોતાનું માથું ધુણાવતા અને આશ્ચર્યચકિત થઇ કહેતાઃ "ઓહ! ઊડવું, અહાહા! કેવી મજા આવતી હશે!"

મિ. કેનમોર કહેતા: "અરે! એ લાગણીનું વર્ણન જ ન થઇ શકે!"

બાપુ બોલતાઃ "આકાશમાં ઊ...ચે ઊ....ચે ઊડવું, પક્ષીની જેમ; કેવી મજા!"

એક સાંજે કેનમોરે વાતવાતમાં અછડતું જ કહ્યું: "કોઈક વાર તમને હું લઇ જઇશ, તમે કહો તે દિવસે."

બાપુ તો ટટ્ટાર થઈ ગયા; પણ માનો તો જાણે શ્વાસ જ ઊડી ગયો! મને લાગે છે બાપુએ આ જોયું, તેથી પાછા નરમ થઈ ગયા. થોડી વારે બોલ્યાઃ "ના, ના, એ કંઇ બને નહીં."

મિ. કેનમોર બોલ્યા : "અરે! ના શું? ચાલો તો ખરા. એવી તો મજા આવશે!"

બાપુ બોલ્યા : "બહુ મજા આવે, નહિ? એક વાર પણ આકાશમાં દૂ...ર....દૂ...ર........"

પછી એકાએક મા સામું જોયું. માનું ધ્યાન શીવણમાં જ હતું તેથી બાપુએ કહ્યું : "આભાર, તમારા સૂચન માટે ધન્યવાદ! પણ ના, હું તો જમીન ઉપર જ રહું, ચાલું, એ જ વધારે સારું છે."

મિ. કેનમોર આજીજી કરવાની અણી પર હતા, ત્યાં તો તેમનાં વહુ એકદમ ઊભાં થયાં. સહેજ તીક્ષ્ણ અવાજે બોલ્યાં : "જૉની, નાહક દબાણ કરવાની કંઇ જ જરૂર નથી."

તેથી ઊડવાની વાત અહીં જ અટકી અને બાપુએ પછી એ વાત કદી યાદ ન કરી. પણ હું જોઈ શકી કે મા કંઈક બેચેની અનુભવતી હતી. વારે ઘડીએ બાપુના મોં તરફ જોઈ, એમના મનના વિચારો જાણવાનો તે પ્રયાસ કરતી હોય એવું મને લાગ્યું.

એક દિવસ હું માને ધોયેલાં કપડાં સૂકવવામાં મદદ કરતી હતી ત્યારે આકાશ તરફ જોઈ તે બોલીઃ "આ ઊડવાનું! બાપ રે, મને તો બીક લાગે છે."

મેં જવાબ આપ્યો નહીં ત્યારે તે એકલી એકલી બબડી : "આટલે દૂ...ર....દૂ...ર! ઊંચે ઊંચે જવાની ઇચ્છા! હાય બાપ!" પછી તે અટકી ગઇ.

રવિવારને દિવસે અમે ભાડૂતોને જમાડતા નહીં. એ દિવસ અમારા આરામનો.

એક રવિવારે બાપુ અને નેલ્સ માછીમારોનું કામ જોવા અખાત તરફ ગયા હતા. સિગ્રિડમાસી અને પીટરમાસા હિલ્માર અને કરેનને લઇ બગીચામાં ગયાં હતાં. ક્રિશ્ચાઇન અને હું અભ્યાસ કરવા લાયબ્રેરીમાં ગયાં.

સાંજના પાંચ વાગ્યા સુધીમાં અમે બધાં રસોડે આવી લાગ્યાં. પણ મા ન હતી! આશ્ચર્ય! મા આજે કેમ ઘેર નથી? અમારું ખાવાનું કેમ તૈયાર નથી?

બાપુ જેનીમાસીને ટેલિફોન કરી મા ત્યાં આવ્યાં છે કે કેમ તે પૂછવાની તૈયારી કરતા હતા, ત્યાં તો મા રસોડામાં ધસી આવી.

માના ગાલ લાલ લાલ દેખાતા હતા. આંખોમાં આનંદ હતો. તે બોલીઃ "મકું સાંભળો છો કે? તમારે ઊડવા જવાનું છે–આવતા રવિવારે."

મેં બાપુને આટલા આશ્ચર્યચકિત કોઇ દિવસ જોયા ન હતા. તે બોલ્યા: "ઊડવાનું? તું પોતે એમ કહે છે કે હું ઊડું? તને વાંધો નથી?"

મા બોલીઃ "તમને કેટલી બધી ઇચ્છા છે ઊડવાની–એ શું હું નથી જાણતી? તમારી વાત સાચી છે. શી મજા આવે છે ઊડવાની!"

બાપુ બોલ્યા: "પણ તને શી ખબર?"

મા બોલી: "અરે! આજે હું પોતે ઊડી આવી, સલામત છે કે નહીં તે જાણવા! હવે તમે જાઓ; કોઈ વાંધો નથી."

બાપુ અને અમે સૌ પેટ પકડીને હસવા લાગ્યાં હસતાં હસતાં અમારું પેટ પણ દુઃખવા આવ્યું. માને ખબર ના પડી કે અમે શા માટે હસતાં હતાં. મા અમારી સામે ડઘાઇને જોઇ રહી!

✩

## પ્રકરણ સોળમું

છેવટે માનું સ્વપ્ન સિદ્ધ થયું. અમારે ત્યાં એટલા ભાડૂતો થઇ ગયા કે જમવાનું ટેબલ ઊભરાઇ જવા લાગ્યું.

મિ. અને મિસિસ સલી અને મિસ બાર્કલેટના આગમનથી અમારે ત્યાં પંદર ભાડૂતો થયા. મિ. સલી ક્યાંક ઓફિસમાં કામ કરતા હતા, અને મિસ બાર્કલેટ ખાનગી શાળામાં. હવે અમારી સ્થિતિ સુધરી હતી. બાપુ નિયમિત કામ કરતાં હતા છતાં અમે ખોટો ખર્ચ કરતાં નહિ. અમારી નાની બેંક આજકાલ ભરેલી રહેતી, અને મા કહેતી : "એ પૈસાનો શો ઉપયોગ થશે?"

તે કહેતી : "જુઓ, આ નાણાં ક્રિશ્ચાઇનને નર્સનું ભણવા માટે, આટલા પૈસા શિક્ષિકા બનવા કેટ્રીન કોલેજમાં જશે, તે માટે; આટલા પૈસા નેલ્સ દાક્તર બનશે ત્યારે દવાખાનું ખોલવા માટે."

નેલ્સ હવે શહેરની અને તાલુકાની ઇસ્પિતાલમાં કામ કરતો. તેને બહુ જ ઓછી ફુરસદ મળતી. નેલ્સ માટે અમને ખૂબ જ અભિમાન હતું. અમારા બધા ભાડૂતોને પણ તે ખૂબ ગમતો. તેઓ તેની વારંવાર મજાક કરતા અને હસતાં હસતાં કહેતા : "દાક્તર થાય ત્યાં સુધી અમે અમારી બધી જ બિમારીને રોકી રાખી છે. પછી તારે અમારી સારવાર કરવી પડશે."

જ્યારે જ્યારે વાત નીકળતી ત્યારે ત્યારે મા અને બાપુ કહેતાં : "જોજો ને, અમારો દીકરો દાક્તર બનશે, ત્યારે...!"

એમને મન નવાઇ હતી કે તેમનો પોતાનો જ દીકરો આટલું બધું ભણીગણીને મોટો દાક્તર થશે.

મા બોલતી: "જરા વિચાર તો કરો. કેટલા બધા દુઃખી લોકોને તે મદદ કરી શકશે? કેટકેટલાની જિંદગી બચાવશે!"

ડિમ્માર કહેતી: "જોજો ને, એ એવો તો પ્રખ્યાત થશે કે, હાં......"

આ સાંભળી મા કહેતી: "ખ્યાતિ મળે કે ના મળે, સૌથી મોટી વાત તો એ છે કે તે કેટલાંયે લોકોનાં દુઃખ અને દર્દ મટાડશે. લોકોની સેવા કરી શકે, એમનાં દર્દ મટાડી શકે, આ એ જ મોટી વાત છે!"

નેલ્સ ડોરા માર્ટિન નામની સુંદર છોકરીના પ્રેમમાં પડ્યો હતો. તે એમ ઇચ્છતી હતી કે નેલ્સ. તેના બાપનો જ ધંધો સ્વીકારે, અને તેમનાં લગ્ન થાય. અમને કેવી રીતે ખબર પડી એ તો યાદ આવતું નથી. એટલું યાદ છે કે એક દિવસ મા બાપુને વાતવાતમાં કહેતી હતી: "મને નેલ્સની બહુ ફિકર થાય છે."

બાપુએ હસતાં હસતાં કહ્યું: "હશે વળી કંઇ પ્રેમપ્રકરણ..."

મા હસી નહીં. તે એટલું બોલી: "એમ જ હોય તો એને આનંદ થવો જોઇએ ને? મને તો તેના મોં ઉપર આનંદ દેખાતો નથી. ઊલટાનો તે ગમગીન અને બેચેન રહેતો હોય એવું લાગે છે."

એક રાત્રે નેલ્સ મિસ ડોરાને લઈ ઘેર આવ્યો. ડોરાની બોલવાચાલવાની રીત અમને જરા વિચિત્ર લાગી. ડિમ્મારે આશ્ચર્યથી પૂછ્યું: "આ તમારી મોટર છે? તમે પોતે જ ચલાવો છો? જ્યાં જવું હોય ત્યાં તમે. એને લઇ જાઓ છો?" ત્યારે તે રીતસરનો જવાબ આપવાને બદલે બોલી: "ઉંહ! એમાં નવાઇ જેવું શું છે?"

તે મને નાનીબહેન કહીને બોલાવવા લાગી, અને કહે: "મારે

બે ભાઇઓ છે. તારા જેવું લટકાળું શરમાતાં મને આવડે, તો તું કહે એ હું આપું."

મા અને બાપુ સાથે પણ તે વિના સંકોચે મોટે મોટેથી બોલવા લાગી, જાણે તે બહેરાં ન હોય! અથવા સમજી શકતાં ન હોય!

નેલ્સને તે નેલ્સન કહી બોલાવવા લાગી: "નેલ્સ તે કંઈ નામ છે? કોઇને ઓળખાણ આપવી હોય તો 'નેલ્સ' કેવું વિચિત્ર નામ લાગે!"

બાપુ નેલ્સના નામ વિષે પોતાનો મત આપવા લાગ્યા, ત્યાં તો તે ખૂબ જોરથી હસતી હસતી બોલી: "ચાલો, સાહેબજી! હવે અમે જઇએ છીએ, મોડું થાય છે. તમને સૌને મળીને ખૂબ આનંદ થયો."

નેલ્સ જાણે કહ્યાગરો હોય તેમ એકાએક ઊભો થયો. તેના મોઢા ઉપર ક્યાંય આનંદનું ચિહ્ન દેખાતું ન હતું. અમને સૌને 'ગુડનાઈટ' કરી તેણે કહ્યું: "મા, હું મિસ માર્ટિનને ઘેર પહોંચાડી સીધો ઇસ્પિતાલ જઇશ."

મિસ માર્ટિને નિસાસો મૂક્યો અને બોલી: "આ વાત મને ગમતી નથી. આ હઠીલો છોકરો શા માટે પેલા એમ. ડી. ડાકતરની ગુલામી કરતો હશે? મને સમજાતું જ નથી." પછી નેલ્સનો હાથ જોરથી પકડી તેના સામું જોઇ હસીને તે બોલી: "કદાચ હું એનું મન ફેરવી શકું!" તે હસતાં હસતાં બોલી, પણ તેના શબ્દોમાં જીદ હતી.

તે બંને ગયા પછી અમે ક્યાંય સુધી કશું બોલ્યાં નહીં.

માએ એક દીર્ઘ નિઃશ્વાસ હેઠો મૂક્યો, અને પછી કહ્યું: "આપણે મિસ માર્ટિનનાં માબાપને મળવા જવું પડશે."

ક્રિશ્ચાઈન સહેજ અચકાઇને બોલી: "મા, એ તો જૂના જમાનાની રીત. આજકાલ કોઇ એવું કરતું નથી."

માએ કહ્યું: "આપણે છોકરાના કુટુંબના કહેવાઇએ. છોકરીને આપણા ઘરમાં આણી, સત્કારવાની છે. આપણી ફરજ છે કે એનાં માબાપને મળી તેમની દોસ્તી કરવી."

ક્રિશ્ચાઇને ના પાડી હોવા છતાં બીજે રવિવારે માએ અમને સૌને નવાં કપડાં પહેરીને સાથે આવવા જણાવ્યું. સારાં કપડાં પહેરીને બસમાં બેસી અમે માર્ટિનને ઘેર જવા ઊપડ્યાં.

એમનું ઘર સ્વચ્છ, સફેદ, બે માળવાળું હતું. આસપાસ ગુલાબનો સુંદર બગીચો હતો અને તેમાં લીલાછમ ચોગાન પણ હતાં.

અમે ઘંટડી વગાડી ત્યારે સફેદ વસ્ત્રમાં સજ્જ થયેલા જાપાનીસ છોકરાએ બારણું ખોલ્યું. એક મોટા ઓરડામાં લઈ જઈ તેણે અમને થોભવા કહ્યું. થોડી જ વારમાં સામેના દાદરા પરથી મિસિસ માર્ટિન પધાર્યાં.

બાઇ બહુ રૂપાળી હતી; પણ વાતચીત કરવાની ઉતાવળમાં તે દીકરીને ય ટપી જાય એવી લાગી. તે બોલી: "વાહ! બહુ સારું કર્યું તમે આવ્યાં. તે પણ અમને ખબરે ય ના આપી? જુઓ ને, થોડી જ વારમાં અમારે ત્યાં એક મોટી પાર્ટી છે. ઘણાં મહેમાનો આવવાનાં છે. એક નવી રમત પણ રમવાનાં છે. માહજોંગ, બહુ સરસ રમત છે. આવડે છે તમને?" બોલતાં બોલતાં તે વારંવાર પોતાની કાંડા ઘડિયાળ તરફ જોતી હતી.

માએ કહ્યું: "ના, માફ કરજો, અમે કટાણે આવ્યાં." એમ કહી જવા માંડતી હતી ત્યાં તો બાઇ બોલ્યાં: "ના રે, એવી ઉતાવળ શી છે? હજુ તો પંદર મિનિટની વાર છે. અને લ્યો, આ આવ્યા મિ. માર્ટિન."

મિ. માર્ટિન ઠીંગણા કાળાશ પડતા, અને દેખાવે સહેજ ક્રોધી લાગતા હતા. તેમણે બહુ જ ઉત્સાહથી બાપુ સાથે હાથ મેળવ્યા, માને નમીને વંદન કરી બોલ્યા : "તમારો છોકરો નેલ્સન ખરેખર બહુ જ ડાહ્યો છોકરો છે."

બાપુએ ધીરેથી કહ્યું : "નેલ્સ–નેલ્સ."

મિસિસ માર્ટિન બોલ્યાં : "કેટલો મજબૂત! અને કેટલો તંદુરસ્ત! હું તો કોરાને કહું છું કે સારું થયું કે મારા કરતાં તેં એને પહેલો જોયો."

માની ભ્રકૂટિ સહેજ સંકોચાઇ.

મિસિસ માર્ટિને અમને બેસવાનું પણ કહ્યું નહિ. અમે કઢંગી રીતે ઊભાં જ રહ્યાં હતાં. અમારા વિશે જે જે સવાલો પુછાતા, તેના જવાબ મા આપતાં.

મિસિસ માર્ટિન બોલ્યાં : "નેલ્સનને તમારા માટે કેટલું અભિમાન છે! પણ કોઈ કોઇ વાર તે કુટુંબ અને કુટુંબની ભાવના પર વધુ પડતો ભાર મૂકે છે."

માએ પૂછ્યું : "મિસિસ માર્ટિન, તમને એ નથી ગમતું ?"

તે બોલ્યાં: "કેમ કહેવાય ? હું તો મારી બહેનો સાથે આજે વીસ વર્ષથી બોલતી ય નથી."

ત્યાં તો દાદરા પરથી એક નાના છોકરાએ ડોકિયું કરી અમારી સામે દાંતિયાં કર્યાં!

મિસિસ માર્ટિન બોલ્યાં: "રૂપર્ટ! રૂપર્ટ! બેટા, નીચે આવો અને નેલ્સનના કુટુંબને મળો."

રૂપર્ટ મહાશયને બોલાવતાં પાંચ મિનિટ લાગી. આવતાં આવતાં તો એણે કેટલા યે અખતરા કર્યા, બૂમબરાડા પાડ્યા, લાતો મારી, ચીસો પાડી; અને છેવટે આવ્યો ત્યારે બારીના પડદામાં લપાઈ ઊભો રહ્યો.

મિસિસ માર્ટિન બોલ્યાં: "આ અમારો છોકરો 'પ્રોબ્લેમ ચાઈલ્ડ' (મૂંઝવતું બાળક) છે." જાણે એમ કહેવાથી વાત પતી જાય !

ત્યાં તો સામેના ઓરડાનું બારણું ખૂલ્યું, અને એક જુવાન માણસ અંદર દાખલ થયો.

મિસિસ માર્ટિન એકદમ ઊભાં થયાં અને પોતાનો હાથ તેની બગલમાં નાખી બોલ્યાં: "કેટલો ગાંડો છોકરો ! ફોન કેમ ન કર્યો ? આખી રાત ઊંઘ પણ ના આવી."

મિ. માર્ટિન એ છોકરાનાં ગંદાં કપડાં અને રાતી આંખો જોઈ સહેજ ખચકાયા. અને એમનું મોઢું ચઢી ગયું.

મિસિસ માર્ટિન બોલ્યાં: "આ મારો મોટો છોકરો એડવર્ડ. બેટા, આ નેલ્સનનું કુટુંબ."

એડવર્ડે અમારી સામું જોયું નહીં. કંઈક બબડતો બબડતો કઠેરાને પકડી દાદરા પર ચાલતો થયો.

મિસિસ માર્ટિને માને કહ્યું: "જુઓને ભાઈ શા'બ ! આ છોકરાઓ દારૂ ઢીંચી ઢીંચીને જ્યાં ત્યાં રખડ્યા કરે છે. હું તો કહું છું કે જરા મોટા થવા દો, એની મેળે ઠેકાણે આવશે."

ત્યાં તો મિ. માર્ટિન બોલ્યા: "હા. હા. શો વાંધો ? છો અથડાઈકુટાઈને સીધા થતા !"

મને મા અને બાપુ માટે ખૂબ દુઃખ થયું. આ વિચિત્ર માણસો કેવી રીતે વર્તતા હતા ? ન એમને ભાન હતું વિનયનું, કે ન હતી બોલવાચાલવાની સભ્યતા. થોડી વારે મિસિસ માર્ટિને હસીને વિષય બદલ્યો.

ઊભી ઊભી હું થાકી ગઈ હતી, એટલે મેં પાસેની દીવાલનો ટેકો લીધો. પેલો જાપાનીસ છોકરો પૈડાંવાળી ચાનો ખમચો ગબડાવતો ગબડાવતો દાખલ થયો ત્યારે નિરાંત થઈ.

મેં જોયું કે ખુમચામાં મજાની કેકસ હતી. જે રકાબી પર રૂમાલ ઢાંક્યો હતો તેમાં ઓઇસ્ટર સેન્ડવીચ જ હશે. મેં ક્રિશ્ચાઇન તરફ જોયું અને સહેજ ઇશારત કરી. પણ તેણે મારી સામે ડોળા કાઢ્યા, અને બોલી : "ખસ રસ્તામાંથી."

હું દીવાલ પાસેથી ખસી ગઇ. છોકરાએ ડોકું ધુણાવી મને ધન્યવાદ આપ્યા ને પૈડાંવાળી ખૂમચાગાડી અંદર ગઇ.

આ જોઇ રૂપર્ટમાં જાણે જીવ આવ્યો. બારીનો પડદો છોડી એ આગળ ધસ્યો અને જોરથી ચીસાચીસ અને બૂમાબૂમ કરવા લાગ્યો. નેલ્સ અને મિસ કોરા માર્ટિન અંદર દાખલ થયાં, ત્યારે જ તે ભાઈસાહેબ શાંત થયા.

મિસ માર્ટિને સફેદ કપડાં પહેર્યાં હતાં. માથા પર રેશમની સફેદ પટ્ટી બાંધી હતી. અંદર આવી નેલ્સના હાથ ઉપર ટેકો મૂકી તેણે અમારું પ્રેમથી સ્વાગત કર્યું. નેલ્સ વધારે બોલ્યો નહીં. તેણે અમારા સામું જોયું અને અમે બધાં હજુ સુધી ઊભા હતાં તે પણ એણે જોયું.

પછી મા બોલ્યાં : "ચાલો, હવે અમે જઇએ."

પંદર મિનિટ થઇ હતી; અને મિસિસ માર્ટિનનાં મહેમાનો હવે આવશે એમ માને લાગ્યું. બાપુ અને માએ મિ. અને મિસિસ માર્ટિન સાથે હાથ મિલાવ્યા અને નેલ્સને પૂછ્યું : "તું રાત્રે જમવા આવીશ ને?"

તેને બદલે મિસ કોરાએ જવાબ આપ્યો : "માફ કરજો. એ નહીં આવી શકે. આજે અમારી ટેનિસ રમવાની તારીખ છે."

તે વખતે નેલ્સે બહુ જ ધીમેથી સૂચન કર્યું : "આપણે આપણી ગાડીમાં એમને બધાંને ઘેર મૂકી આવીશું?"

કોરા બોલી : "માફ કરજો, વખત જરા યે નથી. બસ તો નિયમિત જાય છે જ ને?"

ઘરે પહોચ્યાં કે તરત મા અને બાપુ રસોડામાં ગયાં. અંદર જઈ તેમણે બારણાં વાસી દીધાં. મારે રસોડા બહાર જ આંટા મારવા પડ્યા.

થોડી વાર પછી નેલ્સ ઘરે આવ્યો ત્યારે મને જરા પણ નવાઈ લાગી નહીં.

તરત તેણે પૂછયું: "કયાં છે?"

હુ સમજી ગઈ, તેથી મેં કહ્યું: "રસોડામાં. કોફી બનાવતાં હશે।"

"કંઈ બોલ્યાં?"

મેં ડોકું ધુણાવી ના પાડી.

મેં નેલ્સના મોઢાના સ્નાયુઓ તંગ થતા જોયા. તે બોલ્યો: "બહુ જ વિચિત્ર વર્તન હતું એ લોકોનું, નહિ?"

હું બોલી: "ક્રિશ્ચાઈન જવાની જ ના પાડતી હતી, તે બરાબર હતું. અમારે ત્યાં જવું જોઇતું ન હતું."

નેલ્સનું મોઢું હજુ ચડેલું હતું. તેણે પૂછયું: "કદી યે બન્યું છે કે આપણે ઘેર આવેલા કોઈ પણ માણસનું મા અને બાપુએ સ્વાગત ના કર્યું હોય? અને આ લોકો..."

મેં કહ્યું: "આવું આપણે ઘેર કદી બન્યું નથી."

નેલ્સ બોલ્યો: "આજે જે જાતનું વર્તન બાપુ અને બા સાથે એ લોકોએ કર્યું છે તેવું કોઇ દિવસ મા અને બાપુએ કોઈ આગળ કર્યું છે?"

મેં કહ્યું: "જવા દે ને એ વાત. નકામા એવા વિચારથી તારા અને મિસ માર્ટિનના પ્રેમમાં ખલેલ પડશે."

નેલ્સે હસીને કહ્યું: "એ બધું પતી ગયું. સંબંધ બગાડવા જેવું રહ્યું નથી."

"કેમ ?" મેં પૂછ્યું.

તે બોલ્યો: "એમ કે, બધું જ પતી ગયું. ખલાસ, ખતમ. તમે ગયા પછી..."

મેં કહ્યું: "પણ તું તેના પર પ્રેમ..."

અચકાતાં અચકાતાં તે બોલ્યો: "પ્રેમ ને બેમ. હુ તેને પ્રેમ કરતો જ નહોતો. મને થતું હતું કે હું મૂર્ખો છું. બધું ખલાસ થઈ ગયું. મને લાગે છે કે હુ એને ખરેખર પ્રેમ કરતો જ ન હતો. પ...પ...પ..."

તેની બોલવાની રીત જોઈ મને ખબ હસવું આવ્યું. મેં પૂછ્યું: "તું મા અને બાપુને આ વાત કેવી રીતે કહીશ ?"

તે બોલ્યોઃ "મને પોતાને જ સમજણ પડતી નથી કે આ બધું કેવી રીતે સમજાવું ? વળી પેલા લોકોને મનમાં શું થયું હશે મારા વર્તાવથી એ જ મને સમજાતું નથી." એમ કહી તેણે મારો હાથ પકડયો, અને કહેવા લાગ્યો: "ચાલ ને અંદર, બહેનાં ! મને જરા મદદ કરજે."

મા અને બાપુએ અમારી સામે જોયું. એમના સ્મિતમાં મને દુઃખનાં ચિહ્નો દેખાયાં.

નેલ્સે માને ચુંબન દીધું. એમને જરા વિચિત્ર લાગ્યું, કારણ કે તે કદી તેમ કરતો નહીં. પછી બાપુ પાસે જઈ તેમના ખભા પકડી તે ઊભો રહ્યો.

બાપુએ કહ્યું: "બેસ, અમે તારી જ વાત કરતાં હતાં."

બાપુએ મા સામું જોયું.

મા બહુ જ ધીમેથી બોલી: "વાત એમ છે કે, એટલે કે... તારા બાપુ અને હું વિચારતાં હતાં કે આ લગ્નથી તું સુખી...."

"જો, મા !" તે બોલ્યો: "તું આજની વાત કરતી હો તો..."

મા બોલી: "આજની વાત ? આજની શી વાત ?

નેલ્સ બોલ્યો: "એટલે કે આજની તેમની વર્તણુક."

મા બોલી : "હું ! એ તો હવે સમજ્યાં. એ કંઈ મોટી વાત નથી. પણ અગત્યની વાત તો એ છે કે, એ લોકો ભલે પૈસાદાર હોય, પણ તેમનામાં...જે કહેવાય તે...માણસાઇનું નામનિશાન દેખાતું નથી."

નેલ્સનું મોં જોવા જેવું હતું.

માએ આગળ ચલાવ્યું : "તારા બાપુ અને હું વિચાર કરતાં હતાં કે, તું પરણે...તને છોકરાં થાય...એ છોકરાંઓના સંસ્કાર....!"

નેલ્સના મોઢામાંથી એકાએક કંઈક શબ્દો સરી પડયા. તે એકદમ ગંભીર થઇ ગયો : "સમજ્યો, સમજ્યો, તમે શું કહેવા માગો છો તે."

માએ તેના તરફ બહુ જ પ્રેમથી જોયું, અને તેનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું : "તો બેટા! અમારું કહ્યું તારે ગળે ઊતરે છે!"

નેલ્સે કહ્યું : "તદ્દન જ. તારી અને બાપુની વાત સાચી છે. તમે કહેવા માગો છો કે છોકરાં થાય તો પેલા રૂપર્ટ જેવાં થાય, નહિ !" કહી તેણે પોતાના ખભા હલાવ્યા.

બાપુ એકદમ બોલ્યા : " નેલ્સન !"

બાપુના અકારણ ક્રોધથી મને હસવું આવ્યું. તેમને પણ હસવું આવ્યું. પણ મા હસી નહીં. તેનું ધ્યાન તો નેલ્સના મોં પર ચોંટેલું હતું; અને એ આંખો દ્વારા તે તેના હૃદયના ઊંડાણમાં પહોંચવા મથતી હોય એમ લાગતું હતું.

તેની આંખો સ્વચ્છ હતી; અને તેમાં સુખ હતું.

મા બોલી : "તો તને જરા યે વાંધો નથી ને ?"

નેલ્સે નાકનું ટેરવું હલાવ્યું, અને મા સાચું મલકી રહી.

માએ શ્વાસ હેઠો મૂકી કહ્યું : "વાહ વાહ. સરસ, બહુ સરસ !"

## પ્રકરણ સત્તરમું

અમારી બહેનોમાંથી સૌથી પહેલી ક્રિશ્ચાઇન પરણી.

એના વરનું નામ હતું ડૉ. ફ્રેંક શિલ્ડઝ. એ નેલ્સનો દોસ્તાર હતો, સાથે ભણતો હતો. આ જ અરસામાં ક્રિશ્ચાઈન નર્સની તાલીમ પૂરી કરવાની તૈયારીમાં હતી. આ વખતે તેમની સગાઈ થઇ.

અમારા ઘરમાં જ તેમનાં લગ્ન થયાં. મિસિસ રેન્ડોલ્ફે તે ઓરડો બહુ સુંદર રીતે શણગાર્યો હતો. પ્રોફેસર જેનોએ લગ્નનું ગીત બજાવ્યું, અને મિસિસ જેનોએ લગ્નનું ગીત એવું સુંદર ગાયું કે મિસિસ સલી અને મિસિસ ગ્રેડી બંનેની આંખોમાં પાણી આવ્યાં.

મોટાં માસીબા એલનાએ આ પ્રસંગ માટે લગનની મોટી કેક બનાવી હતી. લગનનું બધું જ ખાણું અમારી બધી માસીઓએ જાતે બનાવ્યું હતું!

બાપુ અને માસાઓએ અમારી નોર્વેની રીતરસમો પાળી, અને મિ. ગ્રેડીએ આયર્લેંડની રમૂજી વાતો કહી.

બધાં મળીને પચાસ માણસોએ આ લગ્નસમારંભમાં ખૂબ હોંશથી ભાગ લીધો, અને નવદંપતીને સ્નેહથી અભિનંદન અને આશીર્વાદ આપ્યાં.

તે દિવસે ક્રિશ્ચાઇન કેટલી રૂપાળી લાગતી હતી!

લગ્ન પત્યાં તે જ દિવસે ક્રિશ્ચાઈન અને ડૉ. ફ્રેંક ઉત્તર તરફના

એક શહેર તરફ ઊપડ્યાં. ફ્રેંક આ સ્થળે પોતાનું દવાખાનું શરૂ કરવાનો હતો.

ક્રિશ્ચાઇનના કાગળો નિયમિત આવતા. તેમાંથી અમને જણાતું કે તે ખૂબ સુખી હતી. અમે તેને તરત તો ન મળી શક્યા; પણ તે આવી ત્યારે અમને ખબર પડી કે તે ભારે પગે હતી

ક્રિશ્ચાઇન બોલી: "સુવાવડ ત્યાં કરત તો મા મને કોઈ દિવસ માફ કરત નહીં; એટલે જ પિયેર આવી છું." કહી તે હસી. પણ તેના હાસ્યની પાછળ ઊંડે ઊંડે કંઈ ભય રહેલો હોય એવું મને લાગ્યું.

તે દિવસે હું નિશાળમાં ભણાવતી હતી. ક્રિશ્ચાઇનને ઇસ્પિતાલ લઈ ગયા હતા. તેની ખબર મને ટેલિફોન મારફતે મળી. મારો વર્ગ બીજાને સોંપી હું ઇસ્પિતાલ તરફ દોડી.

વચલા હૉલમાં મા મારી રાહ જોતી જ ઊભી હતી.

તે એટલું જ બોલી : "મને અંદર જવા દેતાં નથી." અહો, માની આંખમાં કેટલી ચિંતા હતી! મને એકાએક, દિગ્મારની અને બાપુની બિમારીની યાદ આવી. તેવી જ અસ્વસ્થતા આજે મા અનુભવતી હોય એવું મને લાગ્યું.

અમે બંને રાહ જોતાં બહાર ઊભાં હતાં ત્યાં તો નેલ્સ અને ફ્રેંક બહાર નીકળ્યા.

માએ તરત જ પૂછ્યું : "કેમ છે?"

નેલ્સે માથું ધુણાવ્યું અને ફ્રેંકે માના બંને હાથ પોતાના હાથમાં લીધા

મા બોલી : "પણ છે શું એ તો કહો!"

નેલ્સે અત્યંત નિરાશાજનક અવાજે કહ્યું : "ક્રિશ્ચાઇન માની બેઠી છે કે પોતે મરી જશે."

માએ પૂછ્યું : "પણ એવું કંઇ છે ખરું ?"

ફ્રેંકે માના હાથ તરફ ક્યાંય સુધી જોયા કર્યું. પછી મોં ઊંચું કરી ગંભીર અવાજે કહ્યું : "કંઇક ખરું; પણ તે પોતે હિંમત રાખે તો બચી જાય. તે અમારું કંઈ માનવા તૈયાર નથી. અને તેથી જરા...તે સાવ હતાશ..."

માએ ફ્રેંકનો હાથ છોડી દીધો, અને હેટ બરોબર કરી બોલીઃ "હું અંદર જાઉં છું."

નેલ્સે કહ્યું : " ડર છે કે કંઇ વળશે નહીં. ભયંકર પણ નીવડે. તારું આ મોંઢું જોઇ કદાચ..."

મા બોલી : "તો હું મારું મોં બદલી નાખીશ. જો, આમ..." કહી મા બહાદુરીથી હસવા લાગી.

નેલ્સે પોતાનો હાથ માની કમ્મરે વીંટાળ્યો, અને કહ્યું: "ના."

મા બોલી : "હુ તેની મા છું."

નેલ્સે કહ્યું : "હું ય એનો ભાઈ છું. અને ફ્રેંક એનો વર છે. અમે પણ તેને ચાહીએ છીએ. મા, વિશ્વાસ રાખ. અમે બનતું બધું જ કરી રહ્યા છીએ. અમે દાકતર છીએ."

મા ધીમેથી બોલી : "પણ તમે કોઇ દિવસ બાળક જણ્યું છે ?" બોલી કોઈની પરવા કર્યા સિવાય તે એકાએક અંદર ધસી ગઇ. મને પાછળ આવવાનો ઈશારો કર્યો.

ક્રિશ્ચાઈનનું મોંઢું સફેદ પૂણી જેવું હતું. તેણે તકિયા ઉપર પોતાનું મોંઢું ઢાળી દીધું હતું.

તે એકાએક બોલી : "મા !"

મા બોલી : "હા, ક્રિસ્ટી !"

તે રડતી રડતી બોલી : "ઓ...મા....! તું મારા દીકરાને

સાચવીશ ને? અમે બાળકો તારી હૂંફમાં કેટકેટલાં સુખી હતાં? બોલ ને મા!"

મા બારી તરફ ગઇ અને બારીનો પડદો સહેજ ખસેડયો. પછી ફરીને બોલી: "સારું. હું તારા દીકાને સાચવીશ ને પછી તમો બહેનબા શું કરવાનાં છો?"

ક્રિશ્ચાઇનની આંખોમાંથી આંસુ દદડી ગાલ ભીંજવવા લાગ્યા.

તે બોલી: "એ લોકોએ તને કંઇ જ કહ્યું નથી? તું જાણતી નથી ..હું તો...હું તો મરી જવાની છું."

મા બહુ જ શાંતિથી બોલી: "ક્રિશ્ચાઇન, આજ દિવસ સુધી હું એમ જ ધારતી હતી કે કેટ્રીનને જ નાટક ભજવતાં આવડે છે."

ક્રિશ્ચાઇન બોલી: "મા...મા...તું શું કહેવા માગે છે?"

મા બોલી: "ક્રિશ્ચાઈન, હવે મને યાદ આવે છે કે તું તો હંમેશની જીદ્દી."

ક્રિશ્ચાઇને માથું તકિયામાં વધુ દબાવી કહ્યું: "ઓ મા...મા! તું કેમ સમજતી નથી? હું મરી જવાની છું."

માએ અજબ શાંતિથી કહ્યું: "મને પાંચ છોકરાં થયેલાં. દરેકના જન્મ વખતે મને એમ જ લાગતું કે હું ચોક્કસ મરી જવાની છું."

ક્રિશ્ચાઈન બોલી: "પણ હું તો જાણું છું. હું નર્સ છું ને!"

મા તેની પથારી પાસે વધુ નજીક ગઈ, અને તેના તરફ જોઈ બોલી: "તો દીકરી રે, તું નર્સ છે એ ભૂલી જા, અને મા બનવાનું શીખ."

ક્રિશ્ચાઇને આંખો મીંચી દીધી, અને દીર્ઘ નિસાસો મૂકયો.

એટલામાં એક શિખાઉ નર્સ ખૂમચો લઇને ધીમે પગલે અંદર

દાખલ થઈ. તેણે માના કાનમાં ધીમેથી કહ્યું : "આ લાવી તો છું, પણ મને ડર છે, તે કંઈ ખાશે નહિ."

ક્રિશ્ચાઈન ફરીથી રડવા લાગી. માએ કહ્યું: "તમે આ ખૂમચો અહીં મૂકી જાઓ."

નર્સ ચાલી ગઈ કે તરત જ માએ ઢાંકણાં ખસેડયાં, અને ચા બનાવવા લાગી. મેં જોયું કે ચા બનાવતાં પણ માના હાથ ધ્રુજતા હતા. હું તેના માથા પાછળની દીવાલને અઢેલીને ઊભી રહી જેથી તે મારાં આંસુ જોઈ શકે નહીં.

પછી મા બોલી: "જો, દીકરી! થોડુંક ખાઇશ? ચીકન છે, બટેટાં છે..."

ક્રિશ્ચાઇન માત્ર રોતી રહી.

મા બોલી: "જો, હું જાતે તને ખવડાવું. જરા, થોડીક ગરમા-ગરમ ચા તો પી!"

ક્રિશ્ચાઇને માથું ધુણાવ્યું, પણ આંખો ન ખોલી.

મા બોલી : "આવું સરસ ખાણું બગાડવું, એ તો પાપ કહેવાય." કહી મા ખૂમચા પાસે બેસી ગઈ, અને ધીમેથી, બહુ જ શાંતિપૂર્વક ક્રિશ્ચાઇન માટે આણેલું ખાણું પોતે ખાવા લાગી!

એકાએક ક્રિશ્ચાઇનની આંખ ખૂલી. તે ચમકીને બોલી : "મા! આ શું કરે છે?"

"ખાણું ખાઉં છું..." મા બોલી.

"પ....ણ...પ...ણ..."આટલું બોલી તે એકાએક પથારીમાં બેઠી થઈ ગઇ અને બોલવા લાગી: "મા! હું મરણપથારીએ પડી છું, અને તું ખાય છે? તને મારી જરા યે ફિકર નથી?"

માએ ડોકું ધુણાવ્યું, અને બોલીઃ "તું બહુ ડાહી દીકરી છે. તું અસ્સલ મારા જેવી જ છે. મને પણ આવે પ્રસંગે ખાવાનું ભાવતું નહીં."

સાંભળી ક્રિશ્ચાઈન એકાએક હસવા લાગી. દુઃખના આંચકા વચ્ચે તે હસતી રહી. માએ તેને ઊભી કરી, તેના કમ્મરે હાથ વીંટી તેને ઓરડામાં આમથી તેમ આંટા મરાવવા લાગી.

તેનું દર્દ વધ્યું. અને તેને સુવાવડ ખંડમાં લઇ ગયા ત્યારે પણ તે હસતી હતી. થોડી જ વારમાં તો તેણે સાત રતલી દીકરાને જન્મ આપ્યો.

નેલ્સે બહાર આવી આ ખબર આપ્યા અને કહ્યું: "ક્રિશ્ચાઇનની તબિયત બહુ સરસ છે, હવે ચિંતા કરવા જેવું કશું જ નથી." ત્યારે માના હાથ ધ્રૂજતા બંધ પડયા. તેણે મારા હાથનો ટેકો લીધો અને અમે ધીમે ધીમે બાળકો રાખવાના ઓરડામાં પહોંચ્યાં.

નર્સના હાથમાં કાગળે વીંટાળેલું નાનું, કરચલીવાળું, બગાસાં ખાતું મુખડું અમે જોયું. તે જોઈ મા બોલી: "મને લાગે છે, નાક તમારા બાપુ જેવું જ છે, અને મોઢું અસલ ક્રિશ્ચાઈન !"

હું બોલી: "ઓ...મા ! તું પણ ગજબની છે. આવું નાનું બાળક, એ બધું કેવી રીતે ખબર પડે ?"

મા બોલી: "અરે કેટ્રીનડી ! કેટલો સુંદર કીકો છે ! અસલ તારા જેવો જ. મારાં બધાં જ બાળકો સુંદર હતાં."

મારા વિચારો એકાએક ક્રિશ્ચાઇનના ઓરડા તરફ ગયા, જ્યાં માએ ક્રિશ્ચાઈનને હિંમત આપી હતી

મેં આશ્ચર્યથી માને કહ્યું: "પાંચ બાળકો ! પાંચ પાંચ વાર... તેં અમને વારાફરતી જન્મ આપ્યો. અને અમને સૌને પાળી

પોપીને આવડાં મોટાં કર્યાં ?"

મા બોલી: "કેટલું મજાનું !"

"તું કેમ એમ કેમ કહી શકે ? મને ખબર છે, તેં કેટલાં દુ:ખો..."

મા વચમાં બોલી ઊઠી: "ખોટી વાત ! કેટલી મજા હતી ? કેટલો આનંદ ! નર્યો આનંદ !"